# મૃગજળ

( फेनोपममायामीति )

પ્રો. એફ. ડબલ્યુ. બેઇન

ના

BUBBLES OF THE FOAM

નો

અનુવાદ

—( )—

पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत् ।


અનુવાદક તથા પ્રકાશક

હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી



૧૯૮૧ } મહા }

મૂલ્ય રૂા ૧-૮-૦

{ ૧૯૨૫ { જાન્યુઆરી

પ્રકાશક

હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી
૩૮૧-૩૮૩ ઝવેરી બજાર
મુંબઈ ૨



આવૃત્તિ ૧લી  પ્રત ૧૧૦૦

મુદ્રક

નટવરલાલ મૂ. વીમાવાળા
ગાંડીવ મુદ્રણાલય
૧૮૦ કેળાંપીઠ
સુરત.

## અર્પણ

મૂર્તિ સ્નેહતણી સગુણ ગરવી અભારી હૈયામહિં
જ્યોતિ પ્રેરક માત ! તુજ શિશુ આ આશિષ ઇચ્છે ભલી
ઉજાળે મુજ પન્થને યશ શશિ તારો તમિસ્રા રણે
અર્પૂં પુષ્પ સુવાસિને નવલું આ અલ્પાર્ઘ્ય જેવું તને

So Life's sad Sunset prizes
What Life's gay Dawn despises,
And always Winter wise is
When Summer is no more

While Love than lightning fleeter
Turns all He touches sweeter,
To leave it incompleter
Behind him, than before

*AMARA*

Years, looking forward, all too slow
Yet looking back, too fast,
What is your joy, what is your woe
But scented ash that used to glow
A sandlewood of long ago,
A camphor of the past?

*SULOCHANA*

## અનુક્રમણિકા.

### અનુવાદકની

# પ્રસ્તાવના

મારા પ્રથમ પ્રયત્નને વાચક વર્ગે સપ્રેમ વધાવી લેવાથી પ્રો બેહનના એક બીજા પુસ્તકને તેના કરકમળમા સાદર કરવા પ્રેરાયો છુ, આશા છે કે તેનો પણ તેવોજ સત્કાર થશે

મારા પહેલા પ્રયાસમા પ્રો બેહનના ભાવો આબાદ ઉતારવા કેટલેક ઠેકાણે હુ અશક્ત નીવડયો છુ તોયે તેનુ માધુર્ય જાળવી રાખવા મે મનનો યત્ન કર્યો હતો આ પુસ્તકમા મુળના ભાવોને વાચક વર્ગ સમક્ષ યથાસ્થિત મુકવા પુરતો પ્રયત્ન કર્યો છે છતા કશે ક્ષતિ જેવુ લાગે તો તેમા દોષ મારોજ છે બાકી મૂળ વસ્તુ તો એટલી બધી સુંદર, સુરમ્ય અને કલ્પનાપૂર્ણ છે, અને વળી ભાષા અને ભાવો એટલા મનોહર છે કે તેમા દોષારોપણ કરવાનો પ્રયત્ન તો સર્વાંગ સુંદર રમણીના અંગમા ખોડ શોધી કાઢવા જેવો છે પ્રિય વાચક ! મૂળ વસ્તુમા શબ્દે શબ્દે અર્થગાંભીર્ય, વાક્યે વાક્યે પદલાલિત્ય અને પાને પાને કલ્પનાસૌંદર્ય ભરેલા છે પ્રો બેહન હિંદી નથી એટલે આ પુસ્તકમા મન્ત્રામીને ભૂલથી દાઢીવાળો ચિતર્યો છે પણ આવા દોષ મુકાબલે નજીવા હોવાથી ક્ષંતવ્ય છે

આવા મનોહર પુષ્પની પ્રત્યુત્પત્તિ કરતા કશે રંગની ઉણપ જણાય તો તે સ્વાભાવિક છે એમ પ્રોફેસર સાહેબે પોતાની કથાનકમા સ્પષ્ટ

કર્યું છે " જે જલાશયમા ઉત્પન્ન થયુ છે તેમા પડતા પ્રતિબિંબ સિવાય નીલોત્પલની સુદરતાનુ કોણ અનુકરણ કે પ્રત્યુત્પત્તિ કરી શકે ? રખડતો પવન કદાચ તેની સુરભિને દૂર સુદૂર પ્રસરાવી શકે, પરતુ જલાશય કે દર્પણનુ કામ તો નજ કરી શકે " મારો આ પ્રયત્ન તો રખડતા પવન જેવો છે મૂળનુ આબેહુબ પ્રતિબિંબ ઉતારવાનુ સાહસ હુ કરૂ અને તેમા નિષ્ફળ નીવડુ તોયે તેની સુરભિથી વાચકને વચિત તો નહિજ રાખુ મલય પર્વતની પ્રત્યુત્પત્તિ તો અશક્યજ છે પરતુ રખડતો પવન તેની સુવાસ ચોરી તેના માધુર્ય અને અલૌકિકતાનો સહજ ખ્યાલ આપી શકે ખરો

પ્રો એેચન ॥ પાચ નવલો વાચકવૃદ સમક્ષ અત્યારે પડેલા છે અને આ પુસ્તક છઠ્ઠુ છે હમણા હમણા તુચ્છ અને બીભત્સ તથા મનોત્તજક અને અસસ્કારી સાહિત્યની ભરતી ચઢવા માડી છે વાચક વર્ગનો મોટો ભાગ શિષ્ટ અને સસ્તા સાહિત્યની ઉણપને લઇને આવા સાહિત્યને પોષી રહ્યો છે, એ બતાવી આપે છે કે જનતાનો સાહિત્ય પ્રત્યેનો પ્રેમ ઓછો નથી થયો પરતુ સારી વસ્તુના અભાવે એમે તેનાથી સતોષ લઇ રહી છે

આ કથાનકના મૂળમા ઉડુ ઉંડુ તત્ત્વજ્ઞાન છૂપાયલુ છે આખી કથા મોહરાજાની માયાજાળ તથા કર્મના ફળની અનિવાર્ય પ્રકૃતિ પર રચાયલી છે મૂળ લેખકે પોતાની ભૂમિકામા એ વિષેનુ યથેષ્ટ નિરૂપણ કરેલુ છે

જગત્મા પ્રાણી માત્ર મોહાધ બની અધ્રુવ વસ્તુ પાછળ પોતાનુ અમૂલ્ય જીવન વેડરી દે છે તે પરથી મૂળ લેખકે પોતાના પુસ્તકનુ નામ Bubbles of the Foam (**फेनोपममायामीति**) રીણના

પરપોટા (અથવા તો પ્રીતિ કેવળ રીણુના જેવી છે) એ રાખ્યુ છે મે તેને અનુકૂલ "મૃગજળ" નામ રાખ્યુ છે લેખકે પણ એજ ભાવ પોતાના પુસ્તકમા રજુ કર્યો છે, તે તેની ભૂમિકા વાચી જવાથી જોઈ શકાશે વળી કથા શરૂ થતાજ મહાદેવી પાર્વતી "મૃગજળ" જોઇ બોલી ઉઠે છે, "જુઓ, પેલુ મૃગજળ" તેની સુદરતાથી આકર્ષાઇ શિવપાર્વતી નીચે ઉતરે છે અને આખા પુસ્તકના સાર રૂપ થોડો વાર્તાલાપ ત્યા થાય છે "દેવી બોલ્યા ખરેખર સમજુને પણ ભૂલાવે એવુ આ છે, તો બિચારા મૃગો ભુલ ખાઇને છેતરાયજ કોણ માને કે પેલુ દેખાતુ પાણી કેવળ માયાજ છે? અને દેવો જેવાની આખો પણ આ દૃશ્યથી ભ્રમિત થાય છે તો બિચારા તરસ્યા અને નિર્દોષ મૃગલાઓની આખો તો વળી કેટલી બધી છેતરાતી હશે!" ત્યારે ચદ્રશેખર હિદુ તત્ત્વજ્ઞાનના સમગ્ર સાર રૂપ થોડા વચનોથી આખી વસ્તુનુ સ્વરૂપ રજુ કરે છે "ઓ હિમસુતા, આ સુદર માયાજાળ વિષેના તારા વિચારો વાસ્તવિક છે અને છતાયે આ માયા કેવળ જગતની ચક્ષુઓનેજ છેતરતી હોત તો કઇ વાધો ન હોતો, પરતુ આ જે જણાય છે તેનાથી તો તેની વિવેકશક્તિયે ભ્રમિત થઈ ગઇ છે કારણ કે આ રેતીનુ ભ્રાન્તિજનક ચિત્ર તો આ જગતની સમ્મોહિત કરતી માયાજાળ આગળ તુચ્છ અને અલ્પતર છે એની અદર પામર પ્રાણીઓ ભડભડ બળતી મસાલના મોહ પમાડતા પ્રકાશમા જેમ બિચારૂ પતગિયુ ભસ્મીભૂત થાય છે તેમ પોતાના આત્માને બાળી, નિનાશ, નિરાધાર અને વિહ્વલ બનાવી જન્મમરણની અધારી ખાઇમા દુર્લભબોધી બની ફસાઇ પડે છે અનત જન્મમરણ પછી પુન એ બળેલા આત્મામા સુલભબોધિત્વના અકુર ફૂટવા માડે છે અને તેમાયે પુનરુત્થાન થયા

પછીયે દોષરહિતપણે ફરી જન્મમરણના ચક્રમા ફસાયા વિના ઉચે ને ઉચે ચઢવાવાળા બહુ થોડાજ હોય છે " આ વસ્તુના—આ ગૂઢતત્ત્વના સમર્થનમા આખી કથા છે

આ વાર્તાની નાયિકા અરણ્યાની અતિરુપ નામના રાજકુમારના અપ્રતિમ સૌંદર્યથી આકર્ષાઇ મોહાધ બને છે બીજી બાજુ બભ્રૂ નામનો તેનો વનસાથી તેને અપાર પ્રેમથી ચાહે છે અતિરૂપ તો કેવળ સૌંદર્ય ભોગી ભ્રમર જેવો છે ત્યારે બભ્રૂ—કદરૂપો અને કઠીયારો—હૃદયના ખરા સ્નેહથી તેની પાછળ ઘેલો બન્યો છે પણ મોહાધ બનેલ પ્રાણીના વિવેકશક્તિ તો નાશજ પામી હોય છે એટલે અરણ્યાની બભ્રૂને મીઠા મીઠા વચનોથી ભોળવી અતિરુપ સાથે ચાલી જાય છે થોડા વખતમાજ અતિરૂપના ચરિત્રો તેને માલૂમ પડે છે ભગ્નહૃદયી થતા તેને પાછી જગલમા મોકલવામા આવે છે ત્યા બભ્રૂ તેને પોતાની સ્ત્રી થવા ખૂબ સમજાવે છે પરતુ પોતાના નાશ સિવાય બીજા કશાથી સુખ નથી મળનાર એમ દલીલોથી સમજાવી પોતાને મારી નાખવા પ્રેરે છે આખરે બભ્રૂ તેને મારી નાખે છે અને તેના વેરનો બદનો અતિરુપ તથા તેના સાથી ચમનો નાશ કરી લે છે પરતુ તે બદલ તેને ઉટનો અવતાર ધારણ કરવો પડે છે તેના હાડકા જ્યા શિવ પાર્વતી બેઠા છે ત્યા પડેલા છે અને એ પરથીજ આ વાર્તા શરૂ થાય છે, અને તેનો ઉપર મુજબનો અત આવે છે

આપણામા તો કયારનુ પોકારી પોકારી કહેવામા આવ્યુ છે કે

**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।**
**ब्रह्मसत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥**

મોહના સામ્રાજ્ય નીચે ચગદાયલુ જગત્ કેવળ માયાજાળ છે

અને તેમા રસમસ થઇ રહેલા પ્રાણીઓની હાલત રણમા ઝાઝવાના જળને જોઇ દોડતા મૃગલાઓ જેવી છે હિંદનુ તત્વજ્ઞાન, ષડ્દર્શનો અને ધર્મો આજે યુગો થયા એની એ વાત માનવસમાજ આગળ અવિહત ધારે રજુ કરી રહ્યા છે

આવુ જ્ઞાન શુષ્ક રીતે માનવહૃદયને ભાગ્યેજ અસરકર્તા નીવડે છે એતો અત્યાર અગાઉનુ સિદ્ધ થઇ ચૂક્યુ છે તેની સચોટ અસર આવી નવલો દ્વારા બરોબર થઈ શકે છે પોતાના જીવનનુ તાદૃશ્ય ચિત્ર નજર આગળ તરવરતુ જણાતા જનસમાજ પર તેની આપોઆપ અસર થાય છે અને તેથીજ નવલકથાઓની અગત્ય ઘણી છે અસ્તુ

આ પુસ્તકને યે પહેલેથી છેવને સુધી તૈયાર કરવામા પ્રો ભીમે શચંદ્ર જનાર્દન પાઠકજીએ પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી સહાય આપી છે તે બદલ તેમનો ઉપકાર માનુ છુ અને આશા રાખુ છુ કે આ નવલકથાને યે વાચકવૃંદ ઉત્સાહભેર વધાવી મારા ભાવી પ્રયત્નમા ઉત્સાહ અને ચેતન રેડશે આ પુસ્તકને કળાની દૃષ્ટિએ જેટલુ ઉત્તમ બનાવી શકાય તેટલુ બનાવવા પ્રયત્ન કરવામા આવ્યો છે છતા કશે ક્ષતિ જણાય તો તે બદલ સુજ્ઞ વાચક પાસે ક્ષમા માગુ છું

વળી જે જે સાક્ષરોએ, પત્રોએ અને સભાવિત ગૃહસ્થોએ મારા ગત પ્રયત્નની યથાયોગ્ય કદર કરી છે તેમનો આભાર માનવાની પણ આ તક લઉ છુ

**હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી.**

# ઉપોદ્‌ઘાત

પ્રાચીન હિંદુ સાહિત્યમા ચાર ચીજો તો હમેશા જણાશે, અંદર, ચારે બાજુ કે દૂર દૂર ક્ષિતિજમા હમેશા તે [illegible] નીજ અને તે ગાઢ વન, રેતાળ અરણ્ય, નદી અને ટેકરીઓ

ખરેખરા વીતી ગયેલા ભૂતકાળને સમજવો એ [illegible] વાત નથી અને પ્રેમશૌર્યના યુગની માફક [illegible] વહી ગયો છે પરતુ ભારતવર્ષની બાબતમા મુખ્ય [illegible] એ છે કે આપણને ઉત્તર દિશાને નકશાની ઉપલી બાજુ[illegible] રાખવાની ખરાબ ટેવ પડી ગઇ હોવાથી આપણે તેને સમજી શકતા નથી ઉત્તર દિશાને આટલુ બધુ દેવત્વારોપણ કરવાની શી જરૂર ? તમારે પ્રાચીન હિંદુઓને બરાબર સમજવા હોય તો ભારતવર્ષનો નકશો લગભગ ઉધોજ ફેરવવો પડશે એટલે પેશાવર છેક તળીએ અને આન્ડામાન ટાપુઓ બરોબર મથાળે આવશે ત્યાર પછીજ આખો ઈતિહાસ તમારી આખ આગળ ચોકખો જણાશે અને એકજ દૃષ્ટિપાતે પ્રાચીન સ્થિતિ તમારા ધ્યાનમા ઉતરી જશે ખૈબરમાંથી દાખલ થતી અસલી ભટકતી ટોળીની માફક તમે એકાએક નદી નાળા અને ઝરણાના પ્રદેશમા આવી ચઢયા છો એમ તમને લાગશે કેવળ તમારે ગયા વગર છુટકો નહિ એટલે તમે સીધા ઘસડતા ઘસડતા પૂર્વમા ગગા નદીના મૂળ પાસે તમારી ઉત્તરે દેવોનુ વસતિ

સ્થાન હિમાલય તેની પ્રચડ દિવાલ સમી ટેકરીઓની હાર પાસે આવી પહોચશો અને તમારી દક્ષિણે (જમણી બાજુ) પ્રચડ ટેકરીઓ નહિ પરતુ તેનાથી પ્રચડતા અને દુર્દમનીયતામા ઓછા ન ઉતરે એવા બે સ્થળો તમારો રસ્તો રોકશે પહેલુ યમસદન સમુ મરૂસ્થલીનુ રેતીનુ રણ અને તેથી જરા આગળ વધતા પ્રચડ દક્ષિણારણ્ય વિસ્તૃત, ગૂઢ અને દુર્ભેદ્ય જગલ તેના અદૃષ્ટ અને ચમત્કારની મોહિની, તેના દૈત્યો અને ભૂતપિશાચો, ચદન વૃક્ષો અને છૂટા છવાયા કમળ કુડો, તેમા રહેલા કદરૂપા અને નાનકડા વાનર જેવા માનવીના સમૂહો વગેરેનો મૂળ વિચાર અને પ્રથમ અહેવાલ રામાયણમા સચવાયેલા છે. અને દૂર, દૂર સૌને છેડે, પેલી પૌરાણિક લકા, રત્ન, મૌક્તિકો અને દશમુખ રાક્ષસ નરપતિ રાવણના તેજો-મડળમા વિલીન થઇ જતી જણાય છે એટલી દૂર કે પુરાણો ક્ત કરતા કઇક વધારે અને સ્વપ્નથી કઈક સારી ખરેખર! પ્રાચીન હિદુઓની દૃષ્ટિએ વસ્તુસ્થિતિ તપાસવાની જેને ઇચ્છા હોય તેણે આપણે કર્યું અને હજુ કરીએ છીએ તેમ શરૂઆત સીલોન તેની આજુબાજુનો કોરોમડળનો કિનારો અને મલબારથી ન કરવી જોઇએ બીજે છેડેથી જવુ તે બીલકુલ ખોટુ છે એતો જાણે 'ડેરીયનના શિખરથી' અગ્રેજી ઇતિહાસ શરૂ કરીએ તેવુ થાય

પરતુ આ પાનાઓમા આપણને રેતીના રણ સાથેજ ખાસ નિસ્મત છે રણ એટલે વર્ણહીન અને ખાલી રેતાળ પ્રદેશજ એવો ઘર કરી બેઠેલો વિચાર અજબ રીતે મૂળ વસ્તુથી

ભિન્ન છે એ તો ક્ષણે ક્ષણે પરિવર્તન થનાર, પળે પળે ફેરવાતા રગોનો સમુદ્ર, ઘડીકના શ્યામ, સોનેરી, લાલ, અને ઘડીકમા ઝગઝગતો સફેદ અને ભૂરા મેઘ ધનુષ્યના પટાનો બનેલો અને દરેક જાતની છાયા, પ્રકાશ, અદ્‌ભુત ધુમસ, પારદર્શકતા અને પ્રભા યુક્ત છે તમે જે જમીન ઉપર ખરી રીતે ચાલો તે વેરાન હોય છે એ ખરૂ, પરતુ 'કુદરતા' રૂપી જાદુઇ ચિતારાએ વાદળા, તડકો હવા અને આકાશમાથી વણેલા અદ્‌ભુત વસ્ત્રોથી તે આચ્છાદિત થયેલુ હોય છે અને તેથી જ્યારે પ્રાચીન હિદુ લોકો, આવા અપ્રવેશ્ય અને મહમ્મુદને પાછળથી જણાયલા અનુલ્લઘનીય રણના ગાઢા સહવાસમા આવ્યા ત્યારે તેઓને માલૂમ પડયુ કે નીરસ ભય સિવાય પણ આ રેતાળ રણ 'મૃગજળ' રૂપે પિશાચની માફક અજાણ્યા મુસાફરના નાશની જાળ બિછાવી રહ્યુ છે. દૃષ્ટિભ્રમના અજ્ઞાનને લીધે તેઓ આ અદ્‌ભુત માયા, કાલ્પનિક વૃક્ષો અને પાણી પાસે જતા અદૃશ્ય બનતા આબાદ નગરોના દેખાવો આશ્ચર્ય અને ભયભ્રાત બની એકીટસે નિહાળી રહેતા. આથી તેમની કલ્પનાશક્તિ પર અસર થઇ અને તેને મૂળ વસ્તુના કવિત્વમય 'મૃગજળ' અથવા 'મૃગતૃષ્ણા' એવુ નામ આપ્યુ એટલુ જ બસ નહોતુ પોતાની દૃષ્ટિવિદ્યાનુ આ દશ્યને ચિહ્ન બનાવ્યુ દરેક તાત્ત્વિક વિચારને અનુકૂલ અર્થ તેમા સમાયેલો હતો સત્યને વિષયેન્દ્રિયોની અસાર વસ્તુઓ સાથે ભેળવી મારનાર અને સંસારના રણમા ભમતા નૈતિક અધ પતન તરફ લલચાવનાર, દરેક આત્માને ઘેરી રહેલી માયાનો બીજો વધારે સારો

ચિતાર બીજા શાથી આપી શકાય ? અને તેથીજ આપણે કવિઓને મૃગતૃષ્ણાને દગાબાજ અને ઇહલોકની ક્ષણિક છાયાના ભ્રાંતિજનક આકર્ષણના ચિહ્ન તરીકે અને જગતના સુંદર પણ પોલા પરપોટા તરીકે વારવાર યાદ કરાવતા જોઇએ છીએ નિરાશા એ જીવનની અગત્યની બાબત છે આશા અને ધારણાઓ અસત્ય વસ્તુ પાછળ નિષ્ફળ રીતે મથાવતી વિષયેચ્છાથી ઉદ્ભૂત અવિવેક રૂપી અંધતા પર રચાયેલી હોય છે ત્યાંજ નિરાશા ઉત્પન્ન થાય છે

ખાસ કરીને, મોટે ભાગે પ્રેમમાજ આવુ બને છે તેની ઉત્પત્તિ સ્વપ્નમા, પરાકાષ્ટા હર્ષોન્માદમા અને અંતાવસ્થા મોહનશામા પ્રેમ એ જીદગીનો સાર અને સંગ્રહ તથા મધ્ય-બિંદુ અને તત્ત્વ છે તેના વગરનુ જીવન એટલે કઇજ નહિ બીલકુલ અર્થ રહિત અને સ્થાન રહિત કેવળ ખરાબ કરુણા-રસ પ્રધાન નાટક જેવી ઉપકથાઓની શ્રેણી કારણ કે, સર વાળે, પ્રેમ એટલે શુ ? તેની વ્યાખ્યા કોણે કરી છે ? પ્લેટોની વાર્તામા પ્રેમ એટલે સંતોષ અને કંગાલીયત કે ગરીબી અને સંપૂર્ણતાનુ બાળક અને એ કલ્પના સુદર છે ને ચતુરાઇથી પૂર્ણ છે પણ ગણિત શાસ્ત્રની માફક એ મગજમાથી નીકળી છે, હૃદયમાથી નહિ એમા કઇક ખુટે છે કારણ કે પ્લેટો સાધારણ રીતે કોમળ અને માર્મિક હોય છે છતા સહૃદય તો નથીજ અને તેનુ કારણ એ કે તે પોતે સ્ત્રી રહિત હતો પરિણામે પોતેજ અર્ધ મનુષ્ય-અપરિણીત-હોવાથી સ્ત્રી જાતિને સમજ્યો નથી પરંતુ સઘળા ખરેખર પ્રચંડ કલ્પના બળ-

વાળા મહાપુરુષોમા દ્વિજાતિત્વ રહેલુ હોય છે તેઓની રચનામા સ્રૈણ તત્ત્વો મોટા પ્રમાણમા હોય છે અને તેથી તેઓની કલ્પનાશક્તિ પર એવી અજબ પીંછી પૂરે છે કે જે બીજાઓને અસાધ્ય છે અને એવીજ રીતે, પૂરેપૂરી કવિત્વશક્તિથી છતા અયત ગર્ભીર ભાવથી આપણો મિલ્ટન પ્રેમને એકાકિતાનુ બાળક માને છે તેને અનુકૂલ વસ્તુ ન મળવાથી અને ગુમાવતા પાછળ કેવળ નિરાશા અને ઉદાસીનતા રહે છે ત્યારે પ્રેમની ઉત્પત્તિ અતિ વિષણ્ણતામા સિદ્ધ કરી છે પણ આ અસહ્ય એકાકિતાને લીધેજ તે સાધારણ બાબતોનુ પણ આદર્શીકરણ કરે છે અન પોતાની ઉત્કંઠિત વૃત્તિથીજ અકલ્પ્ય સુખના આભાસ ઉત્પન્ન કરે છે પરતુ તે અકલ્પ્ય સુખો–તેનુ સ્વર્ગ—અલ્પ કાળમાજ અદૃશ્ય થઇ જઇ તેને સાથી હીન બનાવી રણમા પોતાનીજ એકાકિતામા રખડતો મુકી દે છે ખરો પ્રેમી આવી સ્થિતિ ભાગ્યેજ સહન કરી શકે, કાલ્પનિક દુરાગ્રહ પકડી રાખી પ્રેમમા પ્રભુત્વ સ્થાપવાવાળા તત્ત્વજ્ઞાનીઓ છાછરા જ્ઞાનવાળા છે બિચારો પ્રભુ ! તેનુ જીવન માનવીથીએ અકલ્પ્ય એવો નરક બની જાય અખડ અને શાશ્વત્ એકાકિતામાથી છૂટવાની તેને તો આશાજ નહિ કારણ કે ખરેખર આવાજ નરકમાથી છૂટવા કેટલાયે અટવાઇ ગયલા પ્રેમીઓએ કબરનો આશરો લીધો છે મરી ન શકતા હોય તેમને સારૂ આ માર્ગ નથી મૃત્યુ હમેશા ભયકર હોતુ નથી, કેટલીક વાર તે માયાળુ નીવડે છે

ત્યારે પ્રસ્તુત પુસ્તક Bubbles of the Foam નો

વિષય આવો છે એ એક નાનકડી પ્રેમ વાર્તા છે અને તેની મોટી બહેનોની માફક તેના નામમા (**केनोपममात्रामीति**) છેલ્લા શબ્દને લઈ એ ગૂઢાર્થ રહેલા છે અને તે પ્રેમ અને ચદ્રને લાગુ પડે છે "સ્વર્ગીય પરપોટો" અથવા તો 'પ્રેમ પરપોટા' કે 'કેવળ પરપોટોજ' અથવા 'જગતનો પરપોટા' એમ પણ એને કહી શકીયે કેવળ તેમા પ્રેમ કે ચદ્રનો વિચાર આવશે કારણકે પ્રેમ—દેવીની માફક ચદ્ર પણ પ્રથમ સમુદ્રમાથી ઉગ્યો અને તેની છાયા બન્નેના દેખાવમા અને મૂળમા રહેલી છે કારણ કે ચદ્રની બરાબરી કરી શકે એવુ ગગના પ્રચડ પરપોટા સિવાય બીજુ શુ છે? અને પ્રેમની મ પાની બરાબરી ફીણના પરપોટા સિવાય બીજુ કોણ આબાદ રીતે કરી શકે? જ્યા સુધી તે રમી રહ્યા છે ત્યા સુધી કેટલા સુદર અને રગ બેરગી લાગે છે પણ ફૂટતાજ ખાલીખમ અને કઇ પણ ચિહ્ન મુકયા વગર તે કેવળ સ્વાપ્નિક બની પાછળ લવણાસ્વાદનો કડવો અનુભવ મુકી જાય છે અને જેવી રીતે પ્રેમ એ કેવળ પરપોટો છે તેવી રીતે તેના બનેલા ભોગ પણ તે પરપોટાના પરપોટા છે કારણ કે આ પણ મિથ્યાભાસ છે, મૃગ જળ છે

મૃગજળ! મૃગજ! પ્રાચીન હિદના કરુણોત્પાદક સગીતની આ ચાવી છે ખરજનો સૂર છે તેનો ગભીર નાદ તેની પછી ફેરફાર થતી ગૌણ ચાવીઓમા પણ સાથેજ રહે છે જગત્ મિથ્યા છે માયા છે, જાળ છે, વિષયેન્દ્રિયો છળ છે, સુખ એ સ્વપ્ન છે, કઈજ સાચુ નથી, નીતિ સિવાય બીજુ સત્તત્વ નથી, તેનીજ સત્તા

છે 'तत्सत्' કેવળ જ્ઞાન, સત્ય વિચારણાને જગાવનાર પ્રખર દીપક સમાન જ્ઞાનથીજ મેળવી શકાય છે માયાથી આચ્છાદિત અને ક્ષણિક જાદુની જાળમા કે પાંજરામા આપણે દોરીથી નાચતી ઢીંગલીની માફક પૂર્વ જન્મના વિસ્મૃત કર્મોથી પ્રેરાઈ અતસ્તત દોરી રહ્યા છીએ આજુબાજુ જણાતી છાયા જેવી વસ્તુ પૂર્ણ સંતોષ કે સત્ય છે એ વિચારી અંધારામા વિષયોને માર્ગ દર્શક ભોમીયા તરીકે ગણનાર દરેક આત્માને સારૂ છેલ્લે નસીબમા નિરાશાજ સરજાયલી છે અસ્થિરમા સ્થિરતા, અસંતોષમા આરામ અને જગતમા રહીને શાંતિ મેળવવા મથતાના નસીબમા બીજુ શુ હોઈ શકે ? જેને શાંતિ મેળવવીજ છે તેણે જગત તરફ પીઠ ફેરવવીજ પડશે તેનો પંથ ન્યારો છે પંથ ત્રણ છે દુનીયાનો પંથ, સ્ત્રીનો પંથ અને મુક્તિનો પંથ

યુરોપમા આ છેલ્લા મુક્તિના પંથની કોઈ પણ દરકાર કરે છે ખરૂ ? ના પ્રાચીન અથેનીયનની માફક એક સૈકા પૂર્વે એકાએક સ્વાતંત્ર્ય દેવીના દર્શન યુરોપીયનને સ્વપ્નમા થયા છે અને તેમાજ તે રત થઈ રહ્યા છે અને તે છતા કોણ જાણે છે ? કારણ કે યુરોપ પણ નાસીપાસ થયુ છે આ સ્વતંત્રતામાયે કંઈ ખુટતુ હોય કે વાધો હોય એમ જણાય છે તેમનુ કાલ્પનિક રામરાજ્ય કેવળ અંધારી ગલીઓ અને અણધાર્યા પરિણામો તરફ ઘસડાયુ જાય છે તેમના સંતપુરૂષો દેખાય છે તેનાથી ઉણા માલૂમ પડયા છે તેમનુ વિજ્ઞાન વહેમી બનતુ જાય છે તેમનુ સાહિત્ય ગટરમાં રગ-

હોળાતુ જાય છે, અનીતિ તરફ ઢળતુ જાય છે અને તેમની સ્ત્રીઓ નાજુકતાના ઉચ્ચસ્થાનપરથી ઉતરી લોકસમૂહના કુસંગમા વીરાગનાનો ભાગ ભજવી રહી છે અને બીજી કેટલીએ અહિં નહિં લખી શકાય એવી ચીજો શંકા ઉપજાવી રહી છે કે આ સ્વતંત્રતા દેવી યુરોપને જ્યા જવુ છે ત્યા લઈ જાય છે ખરી ? કદાચ યુરોપ પણ બીજા કશામાથી નહિં તો જડતામાથી યે મુક્તિના પથ તરફ જવાનો વિચાર કરવાની શરૂઆત કરે અને એક કે બે દૃષ્ટિપાત પૂર્વમા કરે ભલે પછી પૌરસ્ત્ય જાતિઓની ભસ્મમા ખત ભરી શોધ કરીને કરે પણ તેમ કરવાથી કદાચ પોતાનો બુઝાતો દીપક ફરી પ્રકટાવવાને માટે એકાદ ચીનગારીયે અહિં કે ત્યાથી ન મળે તો તેમા આશ્ચર્ય પામવા જેવુ કશુ નથી કારણ કે કંઈક અવિનાશી, નિત્ય અને અખંડ શાંતિમય તત્ત્વ જે ભારતવર્ષમા પ્રસરી રહ્યુ છે તેની પશ્ચિમની ધમાધમમા તો ગેરહાજરીજ નજરે પડે છે તે કયાથી આવ્યુ ? એમા શુ સમાયુ છે ? સરવાળે શુ તેમા સંપૂર્ણ સૂર્યોદયમા લુપ્ત થનાર જંગલી વહેમ સિવાય કશુજ નથી ?

તે હુ કહી શકતો નથી પરતુ ઘણા વર્ષો પૂર્વે બનારસમા એક સવારે પડેલી ઝાખી છાપ મારા મગજમા અત્યારે તરવરી આવે છે સોયના નાકાથી યે નાની અને અદ્ભુત ગલીઓમાથી હુ પસાર થઇ રહ્યો હતો લગભગ નાગા, વળેલા અને ઉભા ભીના વાળ સાથે, ઉઘાડે ડીલે, પગલે પગલે પવિત્ર ગાય અને બળદના ગોદા ખાતા, મરજીમા આવે તેમ

મહાલતા, ઢગલે ઢગલા જ્યા ત્યા પડેલા તાજા તથા વાસી અને સડેલા પીળા ફૂલોથી અર્ધ સુગધીમય અને અર્ધ દુર્ગધમય વાતાવરણમા ભમતા ટોળાઓથી ઉભરાતી ગલીમાથી હુ આખરે નદી કાંઠે આવી પહોચ્યો સૂર્યના સીધા કિરણોથી પ્રસરી રહેલી ધુમસ લાલ અને સોનેરી ભુરખા સમી બની શાન્ત હવામા લટકી રહી હતી અને નદીને ઉત્તર કાંઠે આવેલા પ્રચડ દેવાલયોની લાબી શ્રેણીને લગભગ જાદુઇ અસરથી આચ્છાદિત કરી રહી હતી તેમાથી અડધા દેવાલયો નાશ પામેલા હતા અને તરતજ પાણીમા ગબડી પડી અદૃશ્ય થઈ જશે એમ લાગતુ હતુ ધીમે ધીમે નીચે ઉતરતા સ્વપ્નમા તો નથી એમ વિચાર કરતો કરતો હુ કુતૂહલથી જોઈ રહ્યો કેટલેક ઠેકાણે બેઠેલા, કેટલીક જગ્યાએ લાબા પડેલા, વળી આમથી તેમ ભમતા ભક્તોના ટોળા પ્રાચીન ગ્રીક કુડા ઉપરના વરઘોડાની જાન જેવા દેખાતા હતા કેટલાક ગણગણતા હતા, વળી બીજા પ્રાર્થના કરી રહ્યા હતા કેટલાક ન્હાતા હતા તો કેટલાક પુતળાની માફક સમાધિમા પડ્યા હોય તેમ નદીમા રહેલા અને કાગળ પર કાતરથી કાપી તૈયાર કર્યા હોય તેવા દરેક પ્રકારના આસનો જમાવી બેઠેલા માણસો સાફ હિંદી હવામા જણાતા હતા એટલુજ નહિ પરતુ ઘાટ પર બળતા શબો કે બળી ગયલાની ભસ્મ પણ પાસેજ હતી જીવન અને મૃત્યુ સ્પર્શતા હતા એક બીજા સાથે મળતા હતા છતા કોઇને નવાઈ ન હોતી લાગતી સઘળુ હોવુ

જોઇએ તેવુજ થતુ હોય એવી તેમના મનથી એ સાધારણ બાબત હતી

ઇગ્લાડ કે હિદ, નોકરશાહી કે પ્રજાતત્ર, રાજદ્રોહ કે કેળવણી, રાજનીતિ કે દરબારો—જગતની ધમાલ અને ધાધલ અણદીઠ અને અજ્ઞાત રીતે તેમના મસ્તકપરથી પસાર થઈ રહી છે તેમને તે ઘોઘાટ જરાયે અસર કરતો નથી કે નડતો નથી આ એદારકારી આશ્ચર્ય જનક છે સત્ય શુ તે સમજાતુ નથી આ સઘળુ ચિત્રિત વસ્તુ અથવા સ્વપ્ન જોતા હોઇએ તેવુ ભાસે છે છતા કોણ જાણે કેમ હુ ઉભો હતો એટલામા યત્રવત્ એનીમેળેજ અચાનક ખલાસીની 'વાર્તા'મા વાચેલી, દક્ષિણ મહાસાગરમા પ્રચડ તોફાનમા પાખ તળે માથુ ઘાલી સુઇ રહેલા દરિયાઈ હસની વાત મને યાદ આવી

**એફ. ડબલ્યુ. બેઇન.**



## સ્તુતિ.

સિન્દૂરથી લેપિત સૂંઢને ચારે બાજુ ફેરવતા ફેરવતા એમએક

નીલાકાશ તરફ ઉંચી કરી, મોગરી મ'થાએ એક

ક્ષણભર સમતોલ સ્થિર કરી રાખી જાણે સુભાગ્ય

[illegible] ચડ [illegible] ધવલ છત્રનો પ્રવાલ દંડ ન હોય

તેમ ઉભા રહેલા શ્રી મૂષકવાહન ગણેશના

અતિગહન સંધ્યા-નૃત્યને નમસ્કાર

થાઓ

# અતિલાલિત બાળક.

૧

પશ્ચિમ દિશામા મરુસ્થલિ નામનો યથાર્થ નામધારી નિર્જન અને શૂન્ય પ્રદેશ આવેલો છે મધ્યાહ્નના સૂર્ય તરફ તેના કિરણો કરતા વધુ ઉષ્ણ કિરણો પાછો ફેંકતો અને લવણ સમુદ્રનુ ભાન કરાવતો તે રેતાળ પ્રદેશ ખરેખર યમસદનજ છે જાણે મધ્યરવિના આકાશને પાશુવર્ણી મૂક હાસ્યથી આહ્વાન કરતો હોય કે "હુ કોણુ ? તારો હરીફ, તારી આબેહુબ છબી. તારે તારા છે, તો મારે હાડકા છે તારે સ્વર્ગગા છે, તો મારે જીર્ણ થઇ ગયેલા હાડપિંજરોની પંક્તિઓ છે" એક દિવસ એવુ બન્યુ કે મહેશ્વર પાર્વતી સાથે ફરતા ફરતા ત્યાં આવી ચઢચા ખરી બપોર હતી એટલે તે રેતાળ અરણ્યમાથી, ઝડપથી પસાર થતા, નીચે ધગધગતી રેતીમાં વાદળાની માફક સરી જતા પોતાના પ્રચંડ પડછાયાને તેઓ નિહાળી રહ્યા શ્રાન્ત પથિકની માફક સૂર્યની ઉગ્રતાથી કંટાળી આશ્રય શોધતો સમીર શાત પડી ગયો હતો આવી નિ શબ્દતામા ચે

અરણ્યતલ ધ્રૂજતુ અને કંપતુ જણાતુ હતુ એકાએક **હિમસુતા** બોલી ઉઠયા, "જુઓ, પેલુ મૃગજળ ! ચાલો, આપણે નીચે ઉતરીએ અને થોડીવાર રેતીમા બેસીએ મને તેનો આગો ભૂરો રગ સ્વપ્નના રગ સમો ભાસે છે કારણ કે એ અદ્‌ભુત દૃશ્ય નિરખવુ મને બહુ ગમે છે " તેને રાજી કરવા મહેશ્વર ટેકરી પર મેઘ ઠરે તેમ ધીમેથી પૃથ્વી પર ઉતર્યા

થોડીવાર નિરખી રહ્યા બાદ તે સુકુમાર દેવી પાછા બોલ્યા "ખરેખર મનજુને પણ ભુલાવે એવુ આ છે, તો બિચારા મૃગો, ભુલ ખાઇને છેતરાયજ કોણ માને કે પેલુ દેખાતુ પાણી કેવળ માયાજ છે ? અને દેવો જેવાની આખો પણ અ દૃશ્યથી ભ્રમિત થાય છે, તો બિચારા તરસ્યા અને નિર્દોષ મૃગલાઓની આખો તો વળી કેટલી બધી વધારે છેતરાતી હશે ! "

ચન્દ્રશેખર ધીમેથી બોલ્યા "ઓ હિમસુતા, આ સુદર માયાજાલ વિષેના તારા વિચારો વાસ્તવિક છે અને છતાએ, આ માયા કેવળ જગતની ચક્ષુઓનેજ છેતરતી હોત તો કઈ વાધો નહોતો, પરતુ આ જે જણાય છે તેનાથી તો તેની વિવેક શક્તિયે ભ્રમિત થઇ ગઇ છે કારણ કે આ રેતીનુ ભ્રાતિજનક ચિત્ર તો આ જગતની સમોહિત કરતી માયાજાલ આગલ તુચ્છ અને અલ્પતર છે એની અદર પામર પ્રાણીઓ ભડભડ બળતી મસાલના મોહ પમાડતા પ્રકાશમા જેમ બિચારૂ પતગિયુ ભસ્મીભૂત થાય છે, તેમ પોતાના આત્માને બાળી



તેને રાજી કરવા મહેશ્વર પૃથ્વીપર ઉતર્યા

પૃષ્ઠ ૪

Lakshmi Art, Bombay, 8

નિરાશ નિરાધાર અને વિકલ બનાવી, જન્મ મરણની અધારી ખાઇમા દુર્લભબોધિ બની ફસાઇ પડે છે અનત જન્મ મરણ પછી પુન એ બળેલા આત્મામા સુલભબોધિત્વના અકુર ફૂટવા માડે છે અને તેમાએ પુનરુત્થાન થયા પછીયે દોષ-રહિતપણે ફરી જન્મ-મરણના ચક્રમા ફસાયા વિના, ઉચે ને ઉચે ચઢવાવાળા બહુ થોડાજ હોય છે અને પેલા રેતીના રખડતા પડેલા હાડકા જો ઉડીને બોલી શકે તો મારી વાતને જરૂર ટેકો આપે ”

દેવીએ તે તરફ નજર ફેરવી અને રેતીમા અર્ધ દટાયલો હાડકાનો નાનો ઢગલો પાસે પડેલો જોયો આશ્ચર્યચકિત બની તેણે પૂછ્યુ “ આ હાડકા કોના છે, અને તમારી વાતનુ તે કેવી રીતે સમર્થન કરે છે ? ”

મહેશ્વરે જવાબ આપ્યો – આ હાડકા કોઇ મનુષ્યના નથી પરતુ લાબા વખત પહેલા રણમા મરણ પામેલા ઉટના છે કારણ કે હુ જે વાત કરતો હતો તેવા આત્માને આ ઉટનો દેહ ધારણ કરવો પડયો હતો તેણે આવેશમા ત્રણ મનુષ્યોને હણી નાખ્યા અને તે પાપના પરિણામે તેને એ શિક્ષા સહન કરવી પડી જો તારી ઇચ્છા હોય તો આ વાર્તાના પ્રણયી આત્માઓની ભ્રાતિને આબેહુબ દેખાડતી વિષયેન્દ્રિયોની માયાને દર્શાવતી વાર્તા આપણે અહિઆ બેઠા છીએ ત્યા સુધીમા હુ તને કહીશ

૨

સાભળ, ત્યારે લાબા વખત પહેલા એક વેળા ગાધર્વોની

સગીતની હરીફાઇ સાભળવાને સઘળા દેવો ઇન્દ્રમહાલયના દિવાનખાનામા ભેગા મળ્યા હતા સઘળા એકે ચિત્ત સાભળતા બેઠા હતા એટલામા એકાએક તે અભિનય અટકયો સર્વત્ર શાતિ પ્રસરી રહી હતી અને દૈવી ગાયકો આરામ લેતા બેઠા હતા દૈવયોગે એવુ બન્યુ કે પુષ્પધન્વા (કામદેવ) કોઇ તાનથી મુગ્ધ થઈ, પોતાનાથી બને તેટલુ તેનુ અનુકરણ કરવા મથતા, મોટે ઘાટે ગણગણવા લાગ્યા પરતુ અનુકરણ કરવાની ચાતુરીના અભાવે, પોતાના બેસુરા ગાયનથી આજુબાજુ બેઠેલાઓમા હાહાકાર વર્તાવી મૂકયો સભ્યતા અને વિનયના માર્યા દેવોએ પોતાના મુખ ફેરવી પાછળથી હસવા માંડયુ કેવળ બ્રહ્માજ સ્થિર રહ્યા એકાએક કામદેવે તાનમાંથી ઉચે જોયુ, અને સરસ્વતીના સુમધુર મુખ પરથી પસાર થવા આનાકાની કરતુ આછુ સ્મિત તેના હોઠના ખુણા માથી અદૃશ્ય થાય તે પહેલા તેણે જોયુ તરતજ તે લાલચોળ બન્યો બીજીજ ક્ષણે તે ફીક્કો પડી ગયો, ગુસ્સે થયો અને લજવાયો. કામદેવ બધાના ગાલ પર શરમના શેરડા પાડવામા મોજ માણે છે પણ પોતાને શેરડા પડે તે એ પસદ કરતો નથી. અને એકાએક ક્રોધથી ધમધમી તે બગડી ઉઠયો, "ઓ કુપણ્ડિતા, તુ મારી મશ્કરી કરે છે? તારી કૃતિના ફળરૂપે તને હું જરૂર શાપ આપીશ આ ક્ષણેજ તુ નીચ દેહમા અવતર અને માનવી લોકમા નારી દેહ ધારણ કરી તારા અસભ્ય આનદ અને ઉધ્ધતાઇના ફળ રૂપ દુખને ભોગવ"

આ સાભળી, તરતજ બીજા દેવો ગુસ્સાના માર્યા ભભૂકી

ઉઠયા, અને મધપુડો ચોરનાર વાઘરીની આજુબાજુ જેમ ખીજવાયલી મધમાખીઓ ફરી વળે, તેમ તેઓ કામદેવની આજુબાજુ વીંટળાઈ ઘાટા પાડવા લાગ્યા “ શુ ! આ સ્વર્ગ-લોક એક ક્ષણ પણ તારા બીજાને પરિણામે તેના અત્યુત્તમ રત્નથી વિહોણુ થશે ? એનો અપરાધ અપરાધજ નથી પણ ગાવાની આવડત વગર જેમ આવે તેમ ઠોકયા જવા બદલ યોગ્ય ઠપકો એણે તો આપ્યો છે ” આમ આખા દિવાનખા નામા હોહા અને ધમાધમ મચી ગઇ આખરે આ કજીઓ પતાવવા મને લવાદ નીમવામા આવ્યો, કારણ કે અનગ મારાથી બીતો હતો, એમ બધા જાણુતા હતા બધા શાત પડયા ત્યારે હુ બોલ્યો બહુ ધીમે હુ બોલ્યો મલ્લિકાની શ્રેણીરૂપી જેની દોરી છે એવા ધનુષ્યને નમાવનાર ઓ કામદેવ, તારો ગુન્હો જરાયે માફ ન થઇ શકે એવો છે પહેલો ગુન્હો ગાવાનો, બીજો ખોટા ખીજવાટનો અને છેલ્લો તે દીધેલા શાપનો કારણ કે એવો તે કોણ ક્રૂર હોય કે સરસ્વતીને શિરીષ પુષ્પની પાખડીવતીયે મારવાની હામ ભીડે ? પરતુ હવે જે થઈ ગયુ તે સુધરી શકે એમ નથી અને એક વખત દીધેલો શાપ પાછો ખેચાય નહિ એની મરજી હોય કે નહિ પરતુ આપણને છોડી જ્યા સુધી શાપ પૂર્ણ ન થાય ત્યા સુધી પૃથ્વી પર રહ્યા વગર એનો છુટકો નથી અને તોએ તારા જેવા અન્યાયી એમને એમ છટકી જાય એ અન્યાય કહેવાય શાપના બદલામા હુ તને શાપ આપુ છુ કે જે મરણધમ તે સરસ્વતી પર લાધ્યો છે તેજ મરણધર્મને અનુભવવા આજ ક્ષણે તુ માનવ દેહ

ધારણ કર. તારા વૃક્ષનુ ફળ તારે ચાખવુજ જોઇએ અને તારૂ નસીબ સરસ્વતીની સાથેજ સકળાયલુ રહેશે, એટલે તારા શાપની મુદત પણ એના જેટલીજ રહેશે

મારી દડાજ્ઞા સાભળતાજ મે પહેલા ભસ્મ કર્યો હતો તેનાથીએ તે વધુ ફીકો અને નિસ્તેજ બન્યો ઉધ્ધતાઈને લીધે તેને મારે હાથે બીજીવાર શિક્ષા ખમવી પડી તે બદલ તેને ઘણુ લાગી આવ્યુ પરતુ દેવો એકે અવાજે મારા ન્યાયને વધાવી લેતા બોલી ઉઠયા મહેશ્વરનો જય થાઓ ! ફરી એકવાર દશકને દશ દઇ બહુ રહેમદીલીથી દડાદેશ કીધો છે આ તો શાપના પાપે આવી દિલગીરી ભરી સ્થિતિ ઉપજી. બાકી સરસ્વતી વિનાનુ સ્વર્ગ, તેના કરતા બીજુ વધારે અસહ્ય શુ હોય ?

અને પછી તે બન્ને દેવો એકાએક સ્વર્ગમાથી અદૃશ્ય થયા અને પૃથ્વી પર પુરુષ અને સ્ત્રી રૂપે જન્મ ધારણ કરવા અવતર્યા

૩

હવે તેજ ક્ષણે એવુ બન્યુ કે આજ રણુમા બિબ અને જય નામના બે ચદ્રવશી રજપુતો રહેતા હતા સરસ્વતી બિબની પત્નિની કુક્ષીમા ચ્યવી અને કામદેવ જયની પત્નિની કુક્ષીમા પુત્રરૂપે ચ્યવ્યો બિબ રાજા હતો અને જય તેનો પિતરાઈ ભાઈ થતો હતો થોડાક વખતમાજ રાજ્ય પોતાનુ હોવાનો દાવો કરી જયે બિબને સિહાસન પરથી ઉઠાડી કાઢી મુકયો, અને તેનુ રાજ્ય પચાવી પાડયુ તેની સ્ત્રીને મારી

નાખી અને બિબ તથા તેની પુત્રીને પણ મારી નાખત, પરતુ વેળાસર છટકી જવાથી તેઓ બચ્યા આવી રીતે જયે રાજ્ય મેળવી તેનો ઉપભોગ કરવા માડયો તેનુ રાજનગર આપણે હમણા બેઠા છીએ તેજ જગ્યાએ હતુ મેઘના પડછાયાની માફક દુન્યવી રાજ્યો સ્થપાય છે અને ઉથલાઈ પડે છે ઘાસની માફક એકાએક ઉગી નીકળી થોડાક વખત પછી નાશ પામે છે તે એવાં તો સાફ થઇ જાય છે કે તેની પાછળ, તારી આજુબાજુ દેખાય છે તેવી આછી ખડીએરની નિશાનીઓ, ઝાંખી યાદ, અને હિમાલયના એકાદ શિખરથી ઢકાયલી, અધારી ખીણમા આવેલા કોઇ શાત અને નીલ જલાશયના તલપર પ્રસરી રહેલી, ધુમસની શ્રેણી જેવી, રાત્રિના સ્વપ્નની સવારે રહેલી મગજ પર ઝાખી છાપ સમા અર્ધ વિસ્મરિત નામો સિવાય કશુ સ્મરણચિન્હ તરીકે રહેતુ નથી

સર્વ સુખદાયી વસ્તુઓમા જયને પુત્રથી જેટલો આનદ મળતો તેટલો બીજાથી નહોતો મળતો હર્ષ અને ગર્વથી તેનુ હૈયુ છલકાઈ જતુ હતુ પૂર્વ જન્મના સુકૃત્યોજ જાણે મૂર્તિમત થયા હોય તેમ તે ગણતો પરતુ તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે જો કદાચ ભવિષ્યની જવનિકા છેદી શુ બનવાનુ છે તે જોઈ શકે તો આવા પુત્ર કરતા પુત્રહીણ રહી મરવાનુ લાખ દરજ્જે તે વધારે પસદ કરતે કારણ કે પુત્રો પવન જેવા છે કેટલીકવાર પોતાના કુટુબને વાદળાની માફક ઉચે ખેચી જાય છે તો કેટલીક વખત કરાની વૃષ્ટિ માફક પૃથ્વી પર પછાડે છે

પુત્રને માટે લાંબા વખત સુધી રાહ જોયા પછી સર્વ આશા મુકી દેવામા આવી અને તેજ સમયે માતાપિતાના અનહદ આનદ વચ્ચે તેનો જન્મ થયો મોટો થતા ડહાપણ ન વાપરી માતાપિતાએ તેને લાડ કોડ અને પ્રશસાથી એટલો બધો છકાવી મુકયો કે થોડા વખત પછી તેમને પોતાનેજ તે અસહ્ય થઈ પડયો આ કઇ એકલુ તેમના લાડ કોડથીજ બન્યુ નહોતુ, પરતુ ભાઈના ગુણ અને સ્વભાવ પણ એવાજ હતા કારણ કે તે એટલો બધો અદ્દભુત સૌદર્યવાળો હતો કે તેને જોતાજ તેઓ ભાન ભૂલી જતા અને આનદના માર્યા પ્રાણ કાઢી નાખવા તત્પર થઇ જતા હર્ષોન્માદમા તેઓએ તેને યોગ્ય એવુ અતિરૂપ નામ પાડયુ જગતમા અજાયબી અને કહેવત રૂપે તે પ્રખ્યાત થયો અને પરિણામે ગર્વાવેશમા તેનો માતાનુ હૈયુ ચૂર્ણ થઇ ગયુ બ્રહ્માએ તેને પુરુષ બનાવવો કે સ્ત્રી તેનો નિર્ણય ન કરી શકવાથી અજબ ચતુરાઇ અને કળાથી બન્નેનુ સૌદર્ય અને આકર્ષકતા તેનામા ઉતાર્યા હોય તેમ, તે ન તો પુરુષ કે ન તો સ્ત્રી-પરતુ લગભગ બન્નેનુ સમિશ્રણ હોય તેવો જણાતો હતો કોઇએ સ્વપ્નામાયે આવી સુદરતા પુરૂષમા જોઈ નહોતી, કારણ કે તે ઉચો અને મજબુત છતાએ અજબ તો એ હતુ કે તેનુ શરીર અને અગોપાગ સુકુમાર, વર્તુલ, મરોડદાર અને પાતળા હતા વળી તેના હાથ અને પગ એટલા બધા કોમળ અને નાના હતા કે કોઇ છોકરીના પણ ન હોય અને તે ચાલતો ત્યારે અગના ભાવ અને મરોડ આકસ્મિક રીતે એટલા લલિત બનતા કે લક્ષ્મી

દેવી એકાંતમાં કોઇપણ નથી જોતું એવા ભાવે જે બેદરકારીથી લાવણ્ય પ્રકટાવે તેને જોઇ લઇ કોઈ ચતુર શિલ્પીએ પથ્થર પર ઉતારી લીધું હોય તેના જેવું લાગતું અને તેથી તેના તરફ દૃષ્ટિ ફેંકતાજ બધા અનિચ્છાએ પ્રશંસક બની જઇ ખેંચાતા તેઓ સમજી પણ શકતા નહોતા કે તેનામાં કેવળ પુરૂષ જાતિની સુંદરતા સાથે કોઇ જાદુ વડે ઇતર જાતિની સુંદરતા અને આકર્ષકતાનો પણ ઉમેરો થયો છે અને તેનો ચહેરો એટલો અદ્દભુત હતો કે જોનાર જોતાજ ઝબકી ઘડીભર સ્વપ્ન સૃષ્ટિમાં લીન બની જાય કમળોની છાયાના પ્રતિબિંબ જેવા અર્ધ વિકસિત નયનોવાળી, અર્ધ જલમાં અને અર્ધ બહાર રહેલી કમલનાળ સમી એકમેકનું અનુકરણ કરી ભ્રૂલતાપર મળતી પાંપણો અને શાંત ને નીતરા જલમાં આબેહુબ પ્રતિબિંબિત થતા અને પોતાની માફક બીજાથી ચુંબિત થવા તલપી રહેલા કોઇ પ્રેમઘેલીના બિંબોષ્ટ યુગલ સમા લાલ અધરો વાળી વનદેવી મધ્ય રાત્રિએ જ્યોત્સ્નાથી પ્રકાશી રહેલ જલાશય પાસે ઉભી મધુરૂં ગણુગણુતા એકાએક જલમાં કાલ્પનિક છબી જુએ તેના જેવું તેનું સૌંદર્ય અપ્રતિમ હતું અને તોએ તેની સુંદરતાના કારણેજ જોનાર સ્વપ્નવત્ નહોતો થતો પરંતુ આશ્ચર્ય તો એ હતું કે બ્રહ્માએ તેના વદનકમલમાં સ્મરણપટ પર તરી આવે એવું કોઈ અંગ મુકયું હતું કે જાણેઅજાણે જોનાર ઝાંખી સ્મૃતિક્ષોભમાં લીન બની સ્વગત બબડતો હા ! આ ભવે કે ગત ભવે, ગમે ત્યાં આવો અજબ ચહેરો મેં કશે જોયો છે અનુભવેલા સ્વપ્નની મધુરતાનું પુનઃ પુનઃ પાન કરવાની

અતૃપ્ત તૃષા સમી હૃદયના ઉંડાણમા થઇ રહેલા મન્થનો અને ક્ષોભને સ્મરણપટ પર તરવરાવી શકવા અસમર્થ છતા ન ભૂલી શકાય એવી ઝાખી તૃષ્ણાથી વાસિત બની દરેક જણ અનિચ્છાએ તેની પાસેથી ખસતો અને વળી વધારેમા તેનો સાદ જાણે તેના વદનકમલનુ ગુણગાન કરતા કોઇ સગીત સમો હતો તેનો સ્વર સ્ત્રીની માફક તીણો અને કોમળ છતા પુરૂષના જેવો ગભીર હતો જાણે જગતનુ ભાન ભુલાવવા મુરલીધરની મોરલીનોજ નાદ ન ચોર્યો હોય ! અને પરિણામે સાભળનાર, શ્રાન્ત પથિક ઝરણના વહેણથી થતા મધુર ખળ ખળ નાદે ધીમે ધીમે નિદ્રાધીન બને તેમ ભ્રાતિ પામતા તેના મધુરા અને મદ મદ અવાજે શ્રોતાને તે રીઝવતો, ધાર્યું કરાવતો તેનુ આકર્ષણ મધુરી રમણીના આલિગન સ્પર્શ સમુ અનિવાર્ય અને સચોટ હતુ

પરતુ આ સઘળી સુદરતા અને આકર્ષકતા એક જાતનો જૂઠો અધાર પિછોડો હતો અને અદર રહેલા આત્માને પ્રકાશિત કરવાને બદલે તેને છુપાવવાથી મૂળ ખોડોમા તે વધારો કરતો હતો વાસની માફક સુદરતાની મૂર્તિ સમો, દેખાવડો અને પવનમા મધુર સગીતને પ્રગટાવનારો છતા અદરખાનેથી તે બીલકુલ હૃદયહીન અને પોલો હતો કારણ કે જન્મ્યો ત્યારથીજ તે પવન જેવો સ્વચ્છદી હતો અને મનનુ ધાર્યું કરતો માતપિતાથી માડીને એક સાધારણ મનુષ્ય સુધી કોઇ તેની ઇચ્છાની આડે આવતુ નહિ કોઇ અટકાવનાર ન હોવાથી તેની ધારણાઓ પ્રકાશને પણ દુર્ભેદ્ય એવા ગાઢા અર-

ણ્યમા પ્રચડ અને બીલકુલ પ્રતિબધ વગર જ્યા ફાવે ત્યા રખડતા જગલી વાઘના બચ્ચાની માફક ઉચ્છૃખલ બનતી ગઈ એકજ બાબત તે બીજાને મોઢે સાભળતો અને તે પોતાના ભારોભાર વખાણ બીજા પોતાને પૂજતા જોઇ તેમને તે અનુકૂલ બનતો અને પોતાના સૌંદર્યને દેવ કલ્પી તેના સમક્ષ દરેક ચીજ, અને દરેક જણને ભોગ આપવા લાયક ગણતો.

ભાતભાતના સ્ફટિક રત્નો અને વૈડૂર્ય મણિઓથી અકિત દર્પણો વડે અને સોનારૂપાના ઝગઝગીત પતરાઓથી પોતાના ઓરડાઓ તેણે મઢ્યા હતા મહેલમા આવેલા જલ-કુડો વિવિધ જાતના રગબેરગી આરસપહાણ જડાવી શોભી-તા બનાવ્યા હતા અને જ્યારે કઈ પણ કામ ન હોય ત્યારે તે પોતાના પ્રતિબિબને ત્યા બેસી નિહાળતો, અને પરસ્પર પૂજા લાયક છબીઓ જોઈ કયી મૂર્તિ દેવ અને કયી ભકત તેની શકા ન ઉઠી હોય તેમ કલાકોના કલાકો સુધી તેને નિરખતો

ધીમે ધીમે જગત તેને એક ક્રીડાસ્થાન જેવું લાગવા માડ્યુ અને અદર રહેલા સ્રી પુરૂષો ચિત્રવિચિત્ર ચેતનમય રમકડા જેવા તેની આખે જણાવા લાગ્યા પોતાના ક્ષણિક આનદ સારૂ તે સઘળા પ્રત્યે બેદરકાર બન્યો પહેલા તો બીજાના દુ ખ પ્રત્યે નિર્દય બન્યો, પરતુ છેવટે પોતાની વ્યક્ત ઇચ્છાઓને તાબે થવા બીજાઓને તે ફરજ પાડતો, અને એવા ક્રુર વર્તનથી આનદ પામતો, અને તેની ક્ષુધા

અગ્નિમા ઇધન પૂરતા વધે તેમ વધતીજ જતી. લગભગ તે બાધરો અને અતૃપ્તજ રહેતો બાળક હતો ત્યા સુધી તો વાસનાનો અગ્નિ કઇ પણ હદમા છુપ્યો હતો પરતુ ઉમ્મર લાયક થતા તો તે અગ્નિ પ્રચડ દાવાનલની માફક ભભુકી ઉઠયો, અને તેણે રાજ્ય તથા પ્રજાને જગલ અને ઘાસની માફક સ્વાહા કરવાની બુભુક્ષાથી થથરાવી મૂકયા

અત્યાર સુધી તો તેના સ્વચ્છદી મગજની ઉગ્રતા એક જ વસ્તુ પર સ્થિર થઇ નહોતી, જ્યા ફાવતુ ત્યા તે દોડતી પરતુ એકાએક વિજળીના ચમકારાની માફક તેનુ સ્વેચ્છાચારી મન સ્ત્રીઓ તરફ આકર્ષાયુ અને ઇચ્છિત વસ્તુ નારીજ છે એમ તેને લાગ્યુ અપાર અને અગાધ આનદ વચ્ચે તેને માલમ પડયુ કે અત્યાર સુધી જે વસ્તુ મેળવવા તે અધારામા કૂટાઇ રહ્યા તે તો સ્ત્રીઓજ છે બ્રહ્માએ જાણે સ્ત્રી જાતિના નાશને માટેજ તેને ઘડયો હોય તેમ શિકારીની માફક ઉન્મત્ત બની તે તેમની પાછળ મડયો વિજયોન્માદમા તે સ્વગત બબડવા લાગ્યો – “ મને લાગે છે કે તૃણમણિ આગલ ઘાસ આકર્ષાય તેમ હુ સ્ત્રીઓને આકર્ષનારૂ અપ્રતિરોધ્ય અને સર્વ શક્તિમાન્ રત્ન છુ મારા આકર્ષણથી સમસ્ત નારીજાતિ મને વશ થશે ” અને આ વાત સ્ત્રીઓ પોતાના વર્તનથીજ સાચી કરી દેખાડતી કારણ કે ગમે તેવી કુલીન સ્ત્રી પણ તેને જોતી કે તરતજ અગાધ કૂપમા ફેકેલા પાષાણની જેમ પોતાનેજ નહિ પરતુ ઘરબાર, સગાવ્હાલા, માન આબરૂ સઘળાને ભૂલી મોહવશ બની કેવલ તેજ દેવના ચરણે પોતાનુ

બલિદાન આપવા ઉત્સુક થઈ મોહની અંધારી ગર્તામાં ગબડી પડતી અને અજાયબી તો એ હતી કે દરેકને તણખલાની માફક હડધુત કરવા છતાએ બીજી સ્ત્રીઓ પણ તેનો ધડો લઈ અટકતી નહિ આખી સ્ત્રી જાતિનો શત્રુ હોવાથી તેને ત્યજવો છોડી, ઉલટી તે ક્ષણિક સ્નેહને માટે એકમેકની સાથે હરીફાઈ કરી લડતી જેમ જેમ તે તેમને ધૂતકારતો, તેમ તેમ તેઓ વધારે ને વધારે તેનો સ્નેહ સંપાદન કરવા મથતી જાણે તેનો ગુસ્સો તેની સુંદરતામાં ઓર વધારો ન કરતો હોય! ખરેખર! નારી હૃદયમાં અજબ રીતનું વિરોધી તત્ત્વ રહેલું છે. એવા પરસ્પર વિરોધી ભાવના કર્તાનીજ એ નિષ્ઠુર કરામત છે કારણ કે જે પુરુષ તેની દરકાર નથી કરતો તેના તરફ જાણે દોરડાથી ખેંચાતી હોય તેમ દોડે છે, ત્યારે બીજી બાજુ તેનો પડતો બોલ ઝીલવા તત્પર અને તેની આગળ પોતાને તૃણ સરખો સમજનારને તે ધિક્કારે છે, હડધૂત કરે છે પોતાના વર્તનથીજ જાણે એમ ન કહેતી હોય કે તે પોતેજ પોતાને સારહીન માને છે.)

૪

થોડોક વખત જતા જય રાજાનું હૃદય પુત્રના આવા વર્તનથી રાજ્ય અને પ્રજાના તિરસ્કારનું કારણ બનતા અંદરને અંદર ચૂર્ણ થઇ ગયું ઉન્મત્ત બનેલો હાથી જેમ ઘાસના દોરડાની દરકાર ન કરે તેમ તે પિતાની આજ્ઞાને ઉત્થાપવા લાગ્યો દુઃખ અને શોકથી બળી જઈ તેણે દેહ છોડયો તેની સ્ત્રી તેની પાછળ "હું પણ તેની સાથેજ મરીશ" કહી

સતી થઇ

મરણ ક્રિયા સમાપ્ત થતા એક દિવસ અતિરૂપ અનુ-ચરોથી વિંટાયલો મહેલમા પોતાની વીંટીમા જડેલ નાનકડા શા દર્પણમા પોતાની પ્રતિકૃતિ જોતો બેઠો હતો પોતાનાજ વિચારમા તે મગ્ન હતો મુખ પર મ્લાનતાની છાયા પ્રસરી રહી હતી, પરતુ તે મ્લાનતા માતપિતાના મરણ શોકની ન હોતી, પણ લાબા વખત સુધી શોક પાળવાના કટાળાની હતી બેઠો બેઠો તે મનમા બબડયો, " હુ વખત ગુમાવુ છુ અને દહાડે દહાડે ઘરડો થતો જાઉ છુ અને આવો અવસર કોઈ પણ પ્રકારે સાર્થક કર્યા વગર વીતી જવા દઉ છુ મારી યુવા સરતી જાય છે, અને તેને અનુકૂલ આ વીંટીનુ દર્પણ નહિ, પરતુ કોઈ નવીન નયનયુગલ દર્પણ છે ( અને તે વિના હુ આળસુ બની પડી રહ્યો છુ ) કે જેમા આની અદર નિર્જીવ અને ખાલી પ્રતિબિમ્બ પડે છે તેવુ નહિ પણ આવેશ અને પ્રશસાવૃત્તિથી ચમકી રહેલુ પ્રતિબિબ ગડે એકાએક તે ઉઠયો અને ઘાટો પાડી બોલી ઉઠયો – અરે ! હુ આનદને અભાવે મરી રહ્યો છુ, ત્યારે તમે આમ ખુશમિજાજમા નિ-રાતે બેઠા છો ? શુ તમે જાણતા નથી કે સિહને ભક્ષ ન મળતા શિયાળીયાનો જીવ પણ જોખમમા આવી પડે છે ? હમણા પણ મારા મનમા એજ વિચાર ઘોળાયા કરે છે કે તમારામાથી કોઇને પકડી હાથીના પગ તળે છુદાવી દાખલો બેસાડુ તો કેમ !

ભયથી થરથરતા ચિતાગ્રસ્ત વદને તેઓ તેને જોઇ

રહ્યા તેમના ગભરાટમા આનદ લેતો તે ફરી બોલી ઉઠયો "શુ અભિસારિકાની જેમ પોતાની ઇચ્છાથી કોઈ મારી પાસે આવશે ? અને આટલા બધા આળસુ મારી આજુબાજુ વિ-ટાયા છતા મારે રાહ જોતાજ બેસી રહેવુ ? અરે ! કોઇપણ જાતની અભિસારિકા મારી પાસે આવે તો પણ ઠીક પરતુ આ નગરની સ્ત્રીઓ હવે મને વૃદ્ધ અને બેડાળ બનતી જતી લાગે છે તેમનુ સત્ત્વ તો મે હરી લીધુ છે હવે તો ફોતરાં અને કુચા સિવાય કશુ રહ્યુ નથી હવે તો આ નગર, સમુદ્રનુ મ-ન્થન કર્યા પછી રત્નહીન બની કેવળ તેમા મગરો, માછ-લાઓ, ખારાશ અને કચરો રહે તેવુ થઇ ગયુ છે"

રાજાને ખુશ કરવા, સાત્વન આપતો એક જણ બોલ્યો - "મહારાજ, કદાચ સમુદ્ર જેમ રત્નથી ભરપૂર છે તેમ આ નગર સુદરીઓથી ભરપૂર છતા ધોળે દહાડે તમારી પાસે કોણ આવે ? કારણ કે શુ શાસ્ત્રોમા એમ નથી કહ્યુ કે પ્રેમીના મિલનને સારૂ મરી ફીટતી અભિસારિકાએ મળવા જવા માટે શિયાળાની રાત હોય કે ગાઢી ધૂમસ હોય અથવા વટોળી-યાના તોફાનથી અવ્યવસ્થા પ્રસરી રહી હોય કે ધરતીકપ થતો હોય અથવા ધાધલ થઇ રહી હોય કે રાજ્યમા બળવો થયો હોય અથવા રાજા માદો હોય અથવા જાહેર ઉજાણી હોય અને તેમા દરેક શહેરી દારૂ પીને ઘેલો બન્યો હોય કે શહેર આગથી બળી રહ્યુ હોય તેવો વખત જોવો જોઇએ ? પરતુ આપ જુઓ છો તેમ બીજાની નજર ચુકાવી તમારી પાસે આવવા આવો કોઈ અવસર ઉપસ્થિત થયો નથી અને કુલીન સ્ત્રીને વારાંગનામા

બહુ ફેર છે કારણ કે તે જ્યારે ઘરની બહાર આવા કામ સારૂ નીકળે છે ત્યારે પોતાના દેહને અને રૂપને છૂપાવી સંકોચાતી સંકોચાતી અને બીતી બીતી ચાલે છે અને જેમ વધારે અંધારૂં અને છૂપા રહેવાના વધારે સંજોગો, તેમ તેનો પ્રયત્ન સફળ થાય છે ખાસ અંધારાને તે વધારે ઇચ્છે છે "

અતિરૂપ આ પરથી બોલ્યો —આ કંઇ મુશ્કેલ બાબત નથી, કારણ કે આ નગરમા મારા લાયકની કોઇપણ સ્ત્રી આવી તકની રાહ જોતી હોય તેને તો હુ મારા અને તેના મિલન સારૂ આ નગરને બાળી ભસ્મીભૂત કરી તેવી તક ઉભી કરી આપુ એમ છુ

અણદીઠો તરત દાખલ થયેલો કોઇ એક પાછળથી એકાએક બોલી ઉઠયો "હા ! મહારાજ, ત્યારે તો મને એમ જણાય છે કે નગરને તેના નાશમાથી બચાવી લેવા હુ કટોકટીના વખતેજ આવી પહોચ્યો છુ"

અતિરૂપે મો ફેરવ્યુ અને હર્ષાવેશમા બોલી ઉઠયો હા ! ચમૂ, તુ પાછો આવ્યો ? હુ તો તને સમુદ્રમા ફેકાયલા પથ્થર માફક ગુમ થયલો ધારતો હતો ચમૂ બોલ્યો –"આપ સત્ય કહો છો કારણ કે હુ તો કાળુ માછલી જેવો છુ અને મારી પાસે એક મોતી છે "

નોળીયા જેવી કાતરી આખે હસતા હસતા તેણે અતિ-રૂપ તરફ જોયુ તેણે કહ્યુ " મહારાજ, દાખલ થતા મે આપને લક્ષ્મી અભિસારિકા રૂપે આપની પાસે આવે એવી ઇચ્છા પ્રદર્શિત કરતા સાભળ્યા, અને લો, મારા સ્વરૂપે તે

આપ સમક્ષ હાજર છે મારા બેરોળપણાથી તેને તિરસ્કારતા નહિ કારણ કે લક્ષ્મી તો નવનવા વેશમા આવે છે આપ જાણો છો તેમ નગર હમણા રાજારાણીના મરણની ઉત્તર ક્રિયા-ના શોકે ગભીર બન્યુ હતુ અને તે તકનો લાભ લઈ હુ પૂર્વ દિશામા આવેલા જગલની અદરના એક ગામડામા મારા મામાને ત્યા ગયો હતો અને પાછા ફરતા જગલમા રસ્તો ભૂલી ઉધે માર્ગે ચઢી ગયો અને આખરે થાકીને લોથપોથ થતા એક ઝાડીમા નિદ્રાધીન થયો આમ થોડોક વખત પડી રહ્યો હોઇશ એટલામા મારી તરફ કોઈ આવતુ હોય તેવો અવાજ સભળાયો હુ છૂપાઇ રહ્યો અને બોલનારાઓને ધ્યા-નથી નિરખવા લાગ્યો એટલામા તેમાથી એકે મને ઝાડીમાં-છૂપાયલો જોયો અને મારા ચહેરાની કુરૂપતાથી ભડકી પોતાના સાથી સાથે તે ચાલ્યો ગયો પછી હુ બહાર નીકળ્યો અને અત્યારે આપ સમક્ષ હાજર થયો છુ ”

અતિરૂપ નિરાશ થઈ તેના તરફ જોઇ રહ્યો અને બોલ્યો “ આજ તારી વાત, અને તે આટલીજ ? ”

ચમૂ મદમદ હસતો બોલ્યો મહારાજ, કયા અટકવુ તે સમજી શકે તેજ ખરો ડાહ્યો પુરૂષ પરતુ આપની ઉત્સુકતાને સતોષવા એટલુ વાતમા ઉમેરીશ કે તે બોલનારામા એક સ્ત્રી હતી મને ખાતરી નથી છતાએ જો ત્રણ લોકમા એના જેવી રૂપવતી બીજી નીકળે તો મારૂ માથુ કાપી તમાશ પગનો બાજઠ બનાવું, કારણ કે તે સિવાય બીજા કશાને તે યોગ્ય નથી. આમ છતાએ મને તો એમ લાગે છે કે ઝાડીમાં હુ

સ્વપ્નમા પડયો હોઇશ અને અપ્સરા, યક્ષિણિ, નાગકન્યા અને બીજી પરીઓની જે વાતો મારી માએ બાળપણામા કહી હતી તેનુજ સ્વપ્નુ હશે, અને તેને સ્વપ્નમાજ જોઇ હશે

આશ્ચર્યચકિત થઇ તેના તરફ જોતો અતિરૂપ બોલ્યો ચમૂ, આતો અજાયબી છે, આજે તારૂ ઠેકાણુ જણાતુ નથી શુ અફીણ બફીણ ખાધુ છે, કે દારૂ ચઢાવ્યો છે? કારણ કે આ કઇ સાધારણ દૃશ્ય નથી કે તારા જેવાને પણ કવિ બનાવે તારા ચહેરા જેવાજ બેડોલ આત્મામા આટલી બધી લાગણી ઉત્પન્ન કરનાર તેના સૌંદર્યનુ મારે ખાતર વર્ણન કર

ચમૂ બોલ્યો – મહારાજ, અવર્ણનીયનુ કોણ વર્ણન કરી શકે? કેટલીક ચીજો એવી છે કે જેનુ વર્ણન ન થઇ શકે, પરતુ ફક્ત જોઇજ રહેવાય, અને તેયે નરી આખે જોતા તો મનાયજ નહિ જે જલાશયમા ઉત્પન્ન થયુ છે તેમા પડતા પ્રતિબિબ સિવાય નીલોત્પલની સુદરતાનુ કોણ અનુકરણ કે પ્રત્યુત્પત્તિ કરી શકે? રખડતો પવન કદાચ તેની સુરભિને દૂર દૂર પ્રસરાવી શકે પરતુ જલાશય કે દર્પણનુ કામ તો નજ કરી શકે, માટે પવનની સલાહ લો અને તમે પોતેજ જલાશય બનો

અતિરૂપ આનદના આવેશમા ખડખડાટ હસી પડયો અને બોલી ઉઠયો ઓ ચમૂ, ખરેખર તુ સમોહિત થયો છે, અને આ વનદેવીએ તારા પર મત્રજાળ બીછાવી તને મલય પર્વતના ચદન વૃક્ષની મધુર પવનલહરી બનાવી દીધો છે

ચમૂ બોલ્યો હસો, મહારાજ, હસો અત્યારે કહુ છુ

તે તો તમે માનશો નહિ પરતુ ત્યા જશો ત્યારે મે કહ્યુ છે તે સત્ય નીવડશે જ્યારે તમે તેની આખો જોશો, તેનો અવાજ સાભળશો, હુ જોઇ રહ્યો હતો તેમ તમારી સામે ચાલતી આવતી તમે જોઇ રહેશો ત્યારે હસવુ ચાલ્યુ જશે, કારણ કે અત્યારનો ગર્વભર્યા ઉન્નત પયોધરમા મૂર્તિમન્ત થયલો તિરસ્કાર તમને ચક્કર ખવડાવશે, અને તેનો ગોળ કટિ પ્રદેશ તમારૂ હૈયુ ચોરી બાળીને રાખ કરશે, અને તાલબદ્ધ ચાલે તમારી સમક્ષ આવતા થઇ રહેલો તેના ઝાઝરનો ખણખણાટ જેવી રીતે અત્યારે મારા કાનમા ગણગણી રહ્યો છે તેમ નાનકડા ઝરણુના ખલખલ અવાજની માફક તમારા કાનમા સદાને માટે રમી રહેશે આખરે આપ એમ ઇચ્છશો કે કોઇ જાદુ એની પાછળ સદાને માટે ખેચયાજ કરે કે આવતા ને જતા તેને એકીટશે નિરખી રહુ આલિગન અને સ્પર્શના વિચારમા આનદની સાક્ષાત્ શાશ્વત્ મૂર્તિ સમી તે અત્યારે તમને ઉત્સુક બનાવી રહી છે મહારાજ, જો ત્રિલોક એક પ્રચડ કાળુ માછલી હોય તો તે તેનુ ખરૂ મોતી છે અને ચતુર ડુબકી મારનારની માફક સમુદ્રની અદર ડુબકી મારી મે જોયુ છે અને અત્યારે તે જ્યા છે ત્યા હુ તમને લઇ જાઉ તેમ છુ અને હુ ધારૂ છુ કે તે આપની ઇચ્છાને અનુકૂલ માલૂમ પડશે અને આપના નગરના ખડેરોમાથી બીજીને શોધવાની તકલીફમાથી આપને ઉગારશે

## ૨૨

૧

સમજો અરે! સમજો કઇએ હે કુરંગ, કુરંગ તુ,
શા માટ જીર્ણ કપાલ આવા રણ વિષે હસતુ હવુ ?
મુજ પાદ વિજળી વેગ શા, પીતુ ફરૂ હુ સ્વેચ્છયા,
શાત દૂરે ત્યા જણાયે કંઇ કઈ ભુરૂ અહા !

૨

કિંતુ હસે છે ખોપરીઓ દૂર પેલા રાનમા
કર ઉતાવળ, કર ઉતાવળ હે કુરંગ કુરંગ હા !
હુ દોડુ વિજળી વેગથી ને ભય નથી મુજને જરી
શાત દૂરે ત્યા જણાયે કઇ કઈ ભુરૂ નકી

૩

હસતી હતી કે ખોપરીઓ દૂર પેલી રેતમા
હાડપિંજર હાથથી બોલાવતી'તી આવવા
સંતોષ થાયે ત્યા સુધી પીધુ કુરંગ, કુરંગ કે ?
હજુ યે જણાયે કઇ ભુરૂ શું દૂર ને દૂર ત્યા અરે !

'કુરંગી'

# મૃગ તૃષ્ણા.

## લાંછિત ઉષા.

૧

આ અરસામા ભાઇથી ન્હાસી છૂટેલો બિબ આ બાજુ પોતાની પુત્રીને લઇને પૂર્વ દિશા તરફ ભાગ્યો જગલમા પોતાનુ ઘર બનાવ્યુ અને રાજાની જાહોજલાલીથી ગબડી પડી એક રખડતા શિકારી જેવી તેની હાલત થઈ રણ પુરૂ થઇ, જગલ ની શરૂઆત જ્યા થાય છે ત્યા ટેકરીની બાજુએ એક ઝુપડુ બાંધી જગલી ફળફુલો, શિકાર અને ઝરણાના પાણી પર જીવન નિર્વાહ કરતા તેઓ રહેવા લાગ્યા આ પ્રમાણે પત્નોના શોકમા, પિતરાઇ ભાઇને હૃદયથી ધિક્કારતો અને દુનિયાથી કંટાળી પોતાની પુત્રી સિવાય બીજા કોઈપણ સાથી વગર વર્ષોના વર્ષો તે વિતાવવા લાગ્યો ક્રમશ ક્રમશ વખત વીતતા રાજ્યપાટ અને પૂર્વ જીવન ભૂલી જગલમાજ તે આનદ માનવા લાગ્યો અને વખતોવખત બબડતો **पका भार्या सुन्दरी वा दरी वा** હવે મારી સ્રી મરી ગઈ છે તો આ જગલજ મારી સ્રી અને મને હવે કશાની પણ જો દરકાર હોય તો પાછળ મુકી ગયેલી આ પુત્રીનીજ અને એ તો એનુ સ્મરણ તાજુ રાખવાનુ ચિહ્ન છે તેથી હવે એનુ નામ બદલી નાખુ કે ભવિષ્યમા મારો પિતરાઈ એને ઓળખી ન શકે નહિતર એનુ નામજ એના નાશનુ કારણ

બનશે અને નિયમાનુસાર તો નામ બદલવુ એટલે હમેશને માટે શુભ થવુ, ભૂલાઇ જવુ માટે આજથી તે અલિપ્રિયા નામે મરી અરણ્યાની રૂપે પુનર્જન્મ ધારણ કરશે અને નામમા શું ? કારણ કે ભ્રમરો તો એક નહિ ને બીજે નામે એટલુજ તેને ચ્હાશે

હવેથી અરણ્યાની રાજપુત્રી મટી વનજીવીની પુત્રી તરીકે સમુદ્રની છીપમા છૂપાયલા મોતીની માફક છૂપી અને અજ્ઞાત રીતે સરૂપતાને ઢાકી પોતાના પિતા સાથે રહેવા લાગી અને છતાંએ અગ્નિ ગમે તેવો ઢાકપિછોડો કરવા છતા પોતાના તેજને, ન બાળતા છતાયે ખુણેખાચરેથી પ્રકાશ્યા વિના ન રહે તેમ છૂપી ન રહી શકી કારણ કે અરણ્યમા ઉછરેલી છતા અને તેનો બાપ તેને દિવસનો મોટો ભાગ એકલી મુકીને ઘણીવાર બહાર જતો, છતાએ આશ્ચર્ય તો એ હતુ કે જેમ સ્ફટિક સમા નીતરા જલબિંદુઓ રાજહંસોની ગરદનને ભીજાવવાને બદલે ઉલટા શોભાવે તેમ જગલની જડતાથી તેનો આત્મા અલિપ્ત રહી ઉલટો ચેતનવત બન્યો હતો એક દિવસ આશ્રમમાથી ફરતી ફરતી જગલના ગહન ભાગમા ચાલી આવેલી ઋષિપુત્રીઓના ટોળાએ રણના રત્ન જેવી તેને જોઇ જોતાંની સાથેજ તેઓ હર્ષઘેલી બની ગઇ તેમના હમેશના સાથી મૃગના નયનો જેવી ચક્ષુથી તેઓ નહોતી આકર્ષાઇ, પરતુ તેના નિર્દોષ આત્મામા રહેલી અપૂર્વ મધુરતાજ તેમને ખેચી રહી હતી અવારનવાર તેઓ હવે રમવા આવતી અને જગલમાં ફરતા ફરતાં મહાબુદ્ધિમાન ઋષિઓ પાસેથી આ-

મળેલી કેટલીયે વાર્તાઓ તેને સભળાવતી થોડા વખતમાજ ઋષિપુત્રીઓને અત્યન્ત આશ્ચર્ય વચ્ચે જણાયુ કે કુવામા પાણી રેડનારા જેવી તેઓ મૂર્ખ હતી, કારણ કે એકવાર સાભળ્યા પછી તેને યાદ રહી જતુ અને વિચાર કરી કરીને તેનુ સઘળુ તત્ત્વજ તે ગ્રહણ કરતી એટલુ નહિ, પરતુ તે સ્વર્ગીય ડહાપણના બીજને હૃદયરૂપી ક્ષેત્રમા વાવી, કલ્પના જળથી સિંચી નવીન અને વિવિધ પુષ્પથી ભરિત વૃક્ષો નિપજાવતી આવી રીતે મોટી થતા સારભૂત પ્રાચીન વિદ્યાના આધાર સમી અને તે સમયના જ્ઞાનથી મિશ્રિત અલકાર રૂપ તે થઈ ખરેખર પૂર્વભવના સસ્કારોનો પ્રભાવ અજબ છે શિકારીની પુત્રી રૂપે છતા જગલના વૃક્ષમા વહી રહેલો ભરપૂર પવિત્ર જીવન રસ જેમ ખરબચડી ડાળીઓને નવા અકુરો અને કળીઓથી તથા સુરભિવત અને ચિત્રવિચિત્ર કુસુમોથી સુવાસિત કરે તેમ તે અનુપમ જ્ઞાનરસથી ઉભરાતી હતી લાવણ્ય અને સુદરતામા રખે પાછળ રહી જઇશ એ ઇર્ષાથી તેનુ શરીર પણ આત્માના વિકાસને અનુરૂપ ખીલતુ ચાલ્યુ અનુકરણ કરવાની કોઇ આદર્શ વસ્તુના અભાવે ત્યાનુ વાતાવરણ અને વસ્તુનુ તે અનુકરણ કરવા લાગ્યુ આખરે મૃગલીઓ અને નીલોત્પલો તેની આખોને એકીટશે જોઇજ રહેતા, ચણીબોરો તેના અધરોને નિરખતા, વનવેલીઓ તેના હાથને નિહાળી રહેતી, જાણે અદેખાઇ અને આશ્ચર્યમા સ્તબ્ધ ન બની ગયા હોય શુ ! તેના કેશ કલાપને જોઈ તમાલની છાયા ફીકી પડી જતી, અને લચી રહેલા કટિ પ્રદેશની બાહ્ય રેખામા ફરતા કમ્મ-

રના વક્રાકારને જોઇ ન્યગ્રોધ વૃક્ષોની શાખાઓ નિસાસા મુકતી રાજહુંસો અને ગજો તેની ગતિ જોઇ શરમાઇ જતા અને અનુકરણીય ઉન્નત સ્તનોને જોઇ તેની હરીફાઇ કરવા અસમર્થ તુંબી એટલી એટલી પુલતી કે અદેખાઇની મારી ફાટી જતી પોતાના મધથીએ વધારે મધુર હોય તેમ માખીઓ તેના વદનકમલમાથી વહેતી સુરભિથી ઉન્મત્ત બની જતી

જે ક્ષણે તે બાળા મટી મુગ્ધા બની ત્યારથી જાણે સ્વચ્છ અને ફીકી ઉષાની નીતરી મણિમય લાલાશમા કેવળ એકજ વાદળાના આગમન સમો તેનામા ફેરફાર થયો હતો જોકે તેના બાપે તેની તથા પોતાની કેટલીક વાત કરી હતી છતા બધી વાત નહોતી કરી, પરિણામે તેની જીજ્ઞાસા વધતી ચાલી અને કોઇ છુપો ખજાનો શોધી કાઢવા મથતી હોય તેમ તેના બાપના મુખમાથી, અણુચિંતી નીકળી પડતી અવારનવાર વાતો વડે તે તેનો ભેદ શોધવા લાગી પોતે રાજપુત્રી છે એ વિચાર તેના મનમા સધ્યા સમયે ઉડતી ચામાચેણો માફક જ્યારે નવરી બેસતી ત્યારે આવતો અને જતો પોતે ઉમ્મરમા આવતા એ આશાઓ ગુલાબની પેઠે ખીલવા લાગી અને ભવિષ્યના સ્વપ્ના જોતી કેટલીકવાર ઉષાની જેમ પોતેજ શરમિન્દી બની જતી સાભળેલી વાર્તાઓ અને દતકથાઓથી ભરેલા મગજની ખોટી કલ્પનાઓથી ભૂતકાળ પરથી ભાવિના વિચારો બાધતી, અને તે સ્વપ્ન સૃષ્ટિમા હસતી અને પૂર્ણ થવાની અલ્પ આશાને લીધે ખિન્ન બનતી આ વિચારો તેના મનમા રમ્યાજ કરતા અને કોઇ કોઇવાર હિમાલયના હિમા-

ચ્છાદિત શિખરની પશ્ચિમ બાજુએ સૂર્યોદય પહેલા જેમ આછી ભૂરી છાયા પ્રસરી રહે તેમ તેના મો પર ગ્લાનિ પ્રસરાવતા જોકે પોતે તેનાથી અજ્ઞાત હતી છતાએ દરેક કુમારિકાની માફક કોઇ પ્રેમીના એકાએક પ્રગટી નીકળવાની ઈચ્છા તેના હૃદયમા રમ્યા કરતી તેના હજુ સુધી અસ્પર્શિત સ્નેહની ઝાખી વાચ્છનાથી ઉદ્ભૂત જાતિ જન્ય એકાકિતામા તે ઘણીવાર મગ્ન થઈ રહેતી જ્યારે જ્યારે આવા સ્વપ્ના સૂર્યાસ્ત સમયે ટેકરીની નીચે પથરાઈ રહેલા રણની તરફ નિહાળી રહેતા જોતી, ત્યારે શ્વાસ રૂધી રાખે એવી ઉન્માદિની આકર્ષકતાથી દુર દુર રેતીના રણની ભૂરી ક્ષિતિજમા અવર્ણનીય અને આછી સુદરતાથી યુક્ત પોતાના સ્વય વરમા રાજા મહારાજા, રાજકુમારો અને પ્રેમીઓના ટોળાના આગમનના દૃશ્યો તરવરતા જણાતા આવા દૃશ્યથી આખરે અણુદીઠ ક્ષોભ વડે તેનુ પોતાનુ હૃદય જાણે તેના પર અને પોતા પર ગુસ્સે ન થયુ હોય તેમ ઉગ્રતાથી ધડકી ઉઠતુ.

અને તોએ પોતાના પિતા સિવાય એકજ બીજા પુરુષને તેણે જોયો હતો તે પણ જગલના વૃક્ષની માફક તેનો સાથી બન્યો હતો અને બાળપણથી તેને અવારનવાર જોવાને તે ટેવાઈ ગઇ હતી તે દૂર જગલમા રહેતો કોઇ યુવાન કઠિયારો હતો તેને તેના બાપે જગલમાથી શોધી કાઢયો હતો, અને તેની સાથે તે શિકારે જતો ઝરણાની સ્વચ્છતા સમી તેની સાદાઇ અને ભલા સ્વભાવથી તેના પિતાનો સ્નેહ તેના તરફ ઢળ્યો હતો અને તેથી તે અવારનવાર તેમને મળવા આવતો

તે શાલ વૃક્ષ જેવો ઉચો બળવાન્, ભૂખરો અને વાળવાળો હતો તેનુ નામ જો કે, બભ્રૂ હતુ, છતા તેનો બાપ તેને રીછ કહીને બોલાવતો અને અરણ્યાની પહેલા તો તેને એજ નામે ઓળખતી, કારણ કે તે જ્યારે બાળક હતી ત્યારે ઘણીવાર તેની સાથે રમતી અને જેમ જેમ મોટી થતી ગઇ તેમ તેમ બાળદૃષ્ટિએ તે તેને જોતી પરતુ તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે પોતાનામા થઇ રહેલા ફેરફારો તેની દૃષ્ટિ ફેરવશે, અને આખરે ફેરવીજ કારણ કે જેમ જેમ તે લાવણ્યમયી બનતી ગઇ તેમ તેમ તેનો સ્નેહ પણ વધતો ચાલ્યો, તે એટલે સુધી કે તે પ્રેમે અનહદ ભક્તિનુ સ્વરૂપ લીધુ તે પ્રેમ ત્યાના વાતાવરણ સમો સ્વચ્છ અને દુર્વાસના રહિત હતો આખરે પોતે તેનાથી દૂર ન રહી શકયો તે હવે એટલી બધી વાર આવવા લાગ્યો કે તેનો પિતા ના કહેવાની તૈયારીમાજ હતો, પરતુ એટલામા બભ્રૂએજ તેને અરણ્યાનીને પોતાની સ્ત્રી તરીકે આપવાની માગણી કરી

વજ્રપાત થયો હોય તેમ ફાટી આખે બિબ તેને જોઇ રહ્યો કારણ કે બભ્રૂ પ્રત્યે તેનો ભાવ છતા પોતાનો જમાઇ બનાવવો એ વિચારજ એટલો બધો અઘટિત હતો કે તેના મગજમા તે ઉતરે એ તદ્દન અસભવિત હતુ અને વિજળીના ચમકારાની માફક, એકાએક તે પોતાની પુત્રીના લાવણ્યથી અને અગ્નિ સમ્મુખ ઘી રાખવાના ભયજનક પરિણામથી ચેત્યો જમાઇ તરીકે બભ્રૂને તિરસ્કારતો છતા તિરસ્કારનુ કારણ તે તેને સમજાવી શકયો નહિ તેથી પોતાની પાસેથી તેને

હાકી કાઢયો અને અરુણ્યાની આપવાની વાત તો દૂર રહી, પણ તેને જોવાની યે મનાઈ કરવામા આવી જાણે પોતાના પર પડેલો વજ્રપાત બબૂ પરજ ન ફેંકયો હોય ! બિચારો અભાગી બબૂ આ સાભળી દુ ખ અને શોકનો માર્યો લગભગ ચેતન-હીન બની ગયો આવુ પૂછવા માટેજ પોતા પર તેને ધિક્કાર છૂટયો આ તો પોતાના ધાર્યા કરતા તદન ઉલટુજ પરિણામ આવ્યુ કારણ કે બિબથીયે દૂર રહેવુ તેને દુ ખમય થઇ પડે એમ હતુ, એટલો તેના પર તેને પ્રેમ હતો પરતુ અરુણ્યાનીથી દૂર રહેવાનો વિચારજ હૃદયમા ઓસરી તલવાર ન ઘુસાડી દીધી હોય તેના જેવો હતો બેભાન બની નીચી મુડીએ એકલો તે જ ગલમા ચાલ્યો ગયો

વિયોગને ન સહન કરતો છતાંએ બિબની આજ્ઞાને ઉથાપવા અનિચ્છતો તે છુપોછુપો ઝાડીમા આવી ભરાઇ અરુણ્યાનીને નિરખતો, અને કેટલીક વખત તક સાધી જ્યારે એનો બાપ બહાર ગયો હોય ત્યારે તે કાયરની માફક ધ્રૂજતો સતાતો એની પાસે આવીને વાતો કરતો પિતાની આજ્ઞા અને જાણ વગર આવનો જોઈ અરુણ્યાની નાખુશ થતી વળી એના હૃદયમા જેવા ભાવો હતા તેવા ભાવો તેનામા એને સારૂ ઉદ્‌ભૂત ન હોતા થયા, છતાએ કાંઈક દયા લાવી, કઈક બાળપણામા સાથી હતો એમ વિચારી, અથવા કદાચ તેની નિર્દોષ પ્રશસાથી રાજી થઇ અને ઘડીભર તેને ચીઢવી વખત વીતાવવા કે વધુ સારા પ્રેમીના અભાવે એ તેની સાથે થોડી ઘણી વાત કરતી, હસતી, વાતો કહેતી, રાજી કરતી, વળી

નિરાશ કરતી અને ફરી નહિ આવવાનુ વચન લઈ વદાય કરતી દરેક વખતે તે વચન આપતો પણ તરતજ તે પાછે. આવતો, કારણ કે તેનાથી રહેવાતુ ન હોતુ જો કે તેના તરફથી ઠપકાની બીક રહેતી છતા તે આવવાની હિમત ભીડતો સો વખત જીદગીને જોખમમા નાખવી પડે તોએ તે એના ઠપકાના અમી રૂપી તડકામા બેસી રહેવા રાજી હતો ઘાસ તૃણ-મણિને વચન આપી આકર્ષાવાની ના કહે તેનો કઇ અર્થજ નહિ એવા શબ્દો તો વહેતા ઝરણ પર દોરેલા ચિત્રની જ્યમ તત્ક્ષણ નાશ પામે છે

૨

એક દિવસ એવુ બન્યુ કે બિમ્બ અરણ્યાનીને ઘેર એકલી મુકી જગલમા શિકાર કરવા ચાલ્યો ગયો તેજ સવારે તે પોતાની હમેશની જગ્યાએ એક પડેલા ઝાડના થડ પર હથેલીથી દાઢી ટેકવી યુવાવસ્થાની ઇચ્છાઓના મૂર્તિમત રગ સમા ભૂરા ક્ષિતિજ સ્વપ્નમા લીન થતા રણમા દૃષ્ટિ ફેકી અનિમિષ નયને બેઠી બેઠી નિહાળી રહી હતી જે તરફ જોતી હતી તેનુ અનુકરણ કરતો તેનો આત્મા જાણે શાત રણનુ અસ્પષ્ટ અને અવર્ણનીય સ્વપ્ન દર્પણજ બન્યો હોય તેવો જણાતો હતો એ એટલી બધી પોતાના વિચારોમા લીન બની ગઇ હતી કે આજુબાજુ શુ થતુ હતુ તેનુ એને ભાન ન હતુ છતાએ વખતોવખત હૃદયના ઉડાણમા છૂપાયલો મધુર આનદ છૂપાવવાનો મિથ્યા પ્રયત્ન છતા મદ મદ સ્મિત રૂપે એના અધરોપર તરવરી આવતો અને વારે ઘડીએ એની આખો ચમકી ઉઠતી અને મુખ પર શેરડા પડતા ઘડીમા



ગણુમા દૃષ્ટિ ફેંકી અનિમેષ નયને બેઠીબેઠી નિહાળી રહી હતી

પૃષ્ઠ ૭૦

Lakshmi Art Bombay 8

સરવર જલમા પવનના વહેણથી લહરી ઉઠી આવે તેમ શરીરમાથી ધ્રૂજારી પસાર થઇ જતી

આમ બેઠી હતી એટલામા બભ્રુ રોજની જગ્યાએ શોધનો જગલમાથી ધીમે ધીમે ત્યા આવી ચઢયો એકાએક એને બેઠેલી જોઈને ક્ષણભર ખચાયો, ધીમે આગળ વધ્યો અને એની પાછળ થોડે દૂર ઉભો રહ્યો એ જાણતી નહોતી તેથી મલકાયો પણ જાણશે ત્યારે શુ હાલત થશે એ વિચારે જરા ગભરાયો ધડકતે હૈયે ધ્રૂજતો આહ્લાદ અને અનન્ય પ્રેમથી દાઢી તથા ગળાની બાહ્ય રેખા અને ગાલના વલણની બાજુએ જરાતરા દેખાતા અધરોના ખૂણાને મૂગોમૂગો જોઇ રહ્યા થોડોક વખત તે અધરોને સપૂર્ણ નિહાળવાને અધીરો બની આગળ વાકો વળ્યો, અને એક પગ ઉચકી વગર જોયે આગળ મુકયો મુકતા સુકી ડાખળી પર પડયો અને પડતા તે તડ કરતી ભાગી ગઇ

અવાજ થતાજ ભયગ્રસ્ત બની ઝબકી તરતજ અરણ્યાનીએ પાછુ જોયુ અને આશ્ચર્ય ! તેને જોતા એના ચ્હેરા પર અજાયબી અને નાખુશી આવી ગઈ છૂટકારાની સાથે નિરાશાની લાગણીઓ પણ સ્પષ્ટ જણાતી હતી જાણે આના વિના બીજા કોઈની આવવાની વાટ જોતી હોય, આશા રાખતી હોય અને લગભગ બ્હી રહી હોય તેમ જણાતુ હતુ જરા ગભરાઈ વગર બોલે એ તેને નિહાળી રહી હતી એટલામા બભ્રૂ શોકાર્ત બની બોલ્યો, “ અરણ્યાની, આટલો બધો કોનો અને શાનો વિચાર કરતી હતી કે મારા આવવાનીયે ખબર ન પડી ? કારણ

કે કશાનો વિચાર કરતી હોય તેમ તારા હોઠ પર સ્મિત ફરકી રહ્યુ હતુ પણ મને ખાતરી છે કે મારા વિચારે કે મારા આ-ગમનથી તેમ બન્યુ નથી'

અરણ્યાનીના મો પર શરમના શેરડા પડયા, પરતુ બીજી ક્ષણેજ તે બદલ એ ગુસ્સે થઇ અને જાણે તોરથી બોલી બભ્રૂ, મારા વિચારોને તારે લાગે વળગે શુ? તે કઇ તારા ગુલામ બુલામ છે? મારા વિચારોની અદેખાઇ કરવાનો તને શો હક્ક છે? અહિઆ આવવાની રજા તો લીધી નથી ફરી અહિઆ નહિ આવવાનુ શુ તે વચન નહોતુ આપ્યુ? તે છતાએ મારા વિચારોને અજાયબીમા ગરકાવ કરવા તુ આવીને ઉભો છે હુ તારો સ્વપ્ને પણ વિચાર નથી કરતી તેમ છે છતાએ, અહિઆ કોઇ તારો હરીફ તો છે નહિ બભ્રૂ કચ-વાઇને બોલ્યો –હરીફોથી કઇ વાત વધારે વિફરે એમ નથી, કારણ કે તુજ કહે છે કે હુ તારો સ્વપ્ને પણ વિચાર નથી કરતી વગર હરીફે પણ તે અને તારા પિતાએ મને હાકી અને તિરસ્કારી મૂકયો છે પછી એ નમ્ર અવાજે બોલી –ના, બભ્રૂ, હુ એમ નથી કરતી તુ તો મને જેવો પહેલા લાગતો હતો તેવોજ હમણાએ લાગે છે ત્યારે બભ્રૂ, બોલ્યો અફ-સોસ! તેજ તો દુ ખ છે કારણ કે હુ એનાથી કઇક વધારે લાગુ એમ ઇચ્છુ છુ અરણ્યાની બોલી –ઓ બભ્રૂ, શુ વધારે? તે તેના તરફ શોકપૂર્ણ દૃષ્ટિએ જોઈ રહ્યો અને બોલ્યો પ્રિય અરણ્યાની, મારા પર જરાક સ્નેહ નહિ રાખે? તે હસી અને બોલી અરે ગાડા બભ્રૂ, શુ હુ તારા પર ભાવ નથી રાખતી?

બબ્રૂ ભાર દઇને બોલ્યો સ્નેહ ! તુ એ શબ્દની ગભીરતા અને અર્થ સમજતોજ નથી

તીરછી આખે એ ક્ષણભર તેને જોઇ રહી, પણ તે તેના ભાવ કળી શકયો નહિ એક ઉડો શ્વાસ લઇ એણે મો ફેરવી નાખ્યુ, અને બેદરકારીથી કહ્યુ શુ હુ નથી સમજતી ? ત્યારે મને કહે, સમજાવ, કારણ કે હુ તારા પર સ્નેહ રાખુ છુ એ બતલાવવા હુ તને મારી પાસે થોડોકજ વખત બેસવા દઇશ મારી પાસે બેસ અને આવો શોકપૂર્ણ ન દેખા નહિતર હુ એમ સમજીશ કે પ્રેમ કરવો એટલે દુખી બનવુ બાકી હુ તો નિર્દોષપણે એનાથી ઉલટુજ કલ્પતી હતી બબ્રૂએ કહ્યુ તેમા તુ બિલકુલ છેતરાઇ છે, કારણ કે પ્રેમ એટલે દુખ તે હસી અને બોલી ઉઠી અરે, ત્યારે તો તેના વગર છુ તેજ સારી છુ શુ ! મને દુખી જોવા તુ રાજી છે ? તેણે કહ્યુ મારા અનુભવથી હુ તને કહુ તો મારી માફક જે પ્રેમી તેની ધારણામા નિષ્ફળ નીવડે છે તે નક્કી દુખી થવોજ જોઇએ હવે તો હુ તારા પિતાનુ ભૂડુ ઇચ્છુ એમ ઘણીવાર થયાં કરે છે, કારણ કે મારી ધારણા રૂપી ચદ્ર અને મારી વચ્ચે એક વાદળાની માફક તે નડે છે એણે પૂછ્યુ—અને તે ચદ્ર કયો ? તે બોલ્યો તે તુ સારી પેઠે જાણે છે, તુ પોતેજ તને મારી સ્ત્રી બનાવી હમેશને માટે જગલમાં એકલા રહેવાની હુ ઇચ્છા રાખુ છુ

અરણ્યાની બોલી ઓ બબ્રૂ, સરવાળે તુ ધારે છે તેવા પરિણામમા તારી ઇચ્છા સફળ થવામા તુ બિલકુલ નિરાશ

બનશે, કારણ કે આશાપર્વતના ઉંચા શિખરે જેટલાએ ચઢયા છે, તે બધાએ ચદનની માફક દયાજનક રીતે છેતરાયા છે બ , બોલ્યો "ચદન કોણ હતો?" અને તે મનમા બબડયો ચદનની કે ગમે તેની વાત એ ભલે કરે એ છેત રાઇને મને અહિઆ બેસવા તો દેશે અને બેઠો બેઠો એના અધરો અને ચક્ષુઓ નિહાળ્યા કરીશ

અરણ્યાનીએ કહ્યુ, બભ્રૂ, તુ એટલો બધો ભોળો છે અને તારો આત્મા સ્ફટિક સમો એટલો નિર્મળ છે કે તુ બોલે નહિ તોએ હુ તારા વિચારોને જોઈ શકુ છુ શુ તુ એમ નહોતો બબડયો મારે ચદનની જરાએ દરકાર નથી, હુ તો એ બોલે તે સાભળ્યાજ કરીશ? બભ્રૂ શરમિન્દો બની નીચુ જોઇ રહ્યો અરણ્યાની તાળી પાડી બોલી ઉઠી કેમ, બભ્રૂ, કેવો પકડાયો? છતા નિરાશ ન થા, હુ તને ચદનની વાત તો કહીશજ સાભળ, ઘણા વખત પહેલા એક રાજા હતો, તેને ઘણી રાણીઓ અને પચાસ પુત્રો હતા આ ચદન તેમાનો એક હતો હવે આ બધા પુત્રો ચિતામા ને ચિતામા કહેતા અને વિચારતા કે બાપના મરણ પછી કોણ ગાદીએ બેસશે આમને આમ તેઓ એક બીજા સામે ઘુરકતા હરીફ તરીકે રહેવા લાગ્યા ચદનની સ્થિતિ તો, ઓ બભ્રૂ, તારા કરતા એ વધારે ખરાબ હતી કારણ કે તારે તો કોઈ હરીફ નથી થોડા વખત પછી રાજાએ આજ ચદનને ચૂટી યુવરાજ તરીકે સ્થાપવાની યોગ્ય ક્રિયા કરી ક્રિયા પૂરી થયા બાદ તે હર્ષિત યુવરાજ પોતાની માતાને પોતાના સુભાગ્યની વાત

કહેવા અંતઃપુરમા દોડયો પરંતુ તેના અતિ આશ્ચર્ય વચ્ચે જણાયું કે જાણે પોતાના મરણનીજ વાત કહેવા ન આવ્યો હોય તેમ બધા ચોધાર આંસુએ રડતા હતા તેથી તે બોલ્યો મા, હરખને વખતે આ શોકનું કારણ શું ? શું સૂર્યોદય થાય તે વખતે પણ ધુમસ પ્રસરી રહે ?

પરંતુ માતા શોકપૂર્ણ દૃષ્ટિએ તેને નિહાળતી બોલી મૂર્ખ ! તારો ઉગતો સૂર્ય અસ્ત પામી રહ્યો છે પશ્ચિમ દિશાને તું પૂર્વ માની રહ્યો છે, અને થોડા વખતમાં તારી રાત પડશે ચંદન બોલ્યો, મને તમે કહો છો તેમા કશી સમજ પડતી નથી તેની માએ કહ્યું તારા પિતાને—રાજાને— ઘણા વખત પહેલા જીવન ટકાવી રાખે એવું અમૃત મળ્યું છે અને હજુયે તે બીજા પંદરસો વર્ષ જીવશે આ તો પોતાના આનંદની ખાતર પોતાના છોકરાઓની તે મશ્કરી કરી રહ્યા છે કારણ કે બધાયે યુવરાજો એની પહેલા મરી જવાના અને તારા યે તેજ હાલ ગધેડાના નાક આગળ જેમ તેનો પકકો માલીક લીલા ઘાસનો ભારો રાખી ઘસડે પણ તેનાથી ખવાય નહિ તેમ આ રાજ્ય અને પાટની લાલચ છતા તેનું એક પગથીયું પણ તમે ચઢી શકો એમ નથી તારો દેખાતો સૂર્ય થોડા વખતમા અસ્ત થતા ખરો સૂર્ય—તારો પિતા—મધ્યાહ્નના તડકાની જેમ પ્રકાશશે.

આ સાભળતાજ ચંદનનું મોં લેવાઈ ગયું. તે ચાલ્યો ગયો અને માતાની વાત સાભળી તેના મુખ પર શોકની નિશા છવાઈ ગઇ યુવરાજ પદનો ત્યાગ કરી યાત્રાળુની માફક તીર્થે

તીર્થે રખડી ઘણા વર્ષ પછી તે મરણ પામ્યો પરતુ તેનો પિતા તો રાજ્ય કર્યાજ કરતો હતો અને પહેલાની માફક એક પછી એક પુત્રને યુવરાજ બનાવ્યેજ જતો હતો

૩

અરણ્યાનીએ આવી રીતે વાત પૂરી કરી એટલે બભ્રૂ મલકાઇને બોલ્યો અરણ્યાની, તારી વાત મૂર્ખાઇ ભરેલી તેમજ બિલકુલ અસબદ્ધ છે ઉલટુ તેનાથી મને ઠપકાને બદલે સાન્ત્વન મળે છે કારણ કે તારો પિતા કઇ રાજા નથી અને બીજુ તે અમર નથી તેના મરણ પછી તું મારા હાથમાથી કયા છટકશે ? કારણ કે જગલમા આપણે એકલાજ હોઇશુ

ત્યારે અરણ્યાની બોલી બભ્રૂ, તને અટળ શ્રદ્ધા છતા શુ થશે તે કોણ જાણે છે ? ઓ રીંછડા, મૂર્ખ અનુમાનોથી એમ ન ધારી લે કે હમેશને માટે હુ જગલમાજ પડી રહીશ તેને કઇ થાય તોએ એમ ન ધારતો તુ કહે છે કે મારો પિતા રાજા નથી પણ હુ કહુ છુ કે ખરી વાત કોણ જાણે છે ! આટલુ બોલતા એકાએક તે તેના તરફ ફરી તે વખતે ઇર્ષા અને ગુસ્સાનો અગ્નિ તેની આખોમા ભભૂકી રહ્યા હતો તેણે કહ્યુ બભ્રૂ, બીજી વાર્તાઓની માફક કદાચ કોઈ રાજપુત્ર એકાએક આવીને મને લઇ જાય તો ? દુષ્યન્તને શકુન્તલા આવાજ વનમાથી નહોતી જડી શુ ! પણ કદાચ તુ એમ કહેશે કે તે મારા કરતા વધારે સુદર હતી બભ્રૂ સખેદ બોલ્યો એવુ હુ કઇ કહેવા માગતો નથી કારણ કે શકુન્તલા કે કોઈ બીજી સ્ત્રીથીએ તુ વધારે સુન્દર છે અરણ્યાની બોલી

એ તો તુ જુએ છે એટલે હવે રાજપુત્રના આગમન સિવાય મારી સ્થિતિ બરોબર એના જેવીજ છે અને શું જગત રાજાઓ અને રાજપુત્રોથી છલાછલ ઉભરાતુ નથી ? બભ્રુ દીર્ઘ નિશ્વાસ મુકી બોલી ઉઠયો અફસોસ! અરણ્યાની, મારા હૃદયને તુ જખમાવી રહી છે અને મને જો બીક હોય તો એ નીજ છે કારણ કે જગલમા કોઈ આવતુજ નથી તેથીજ તુ અહી રહી શકી છે પવન જેમ કમળની સુરભિને પ્રસગવે અને માખીઓ તેથી તેનુ મધ લૂટવા તુટી પડે તેમ રખે ખરેખર કોઈ અજાણ્યો આ જગલમા ઘુમી તને જોઇ લે અને તેની ખબર બીજે ફેલાવે એજ બીકે આખો દિવસ ધ્રૂજુ છુ ત્યાર પછી ખરેખર તારે ને મારે માટે સર્વ્ગુ ખતમ થયલુ સમજવુ

અરણ્યાની મસ્તી કરતી બોલી, ઓ રીછ, ત્યારે શુ ? કુસુમને તેના ભોગી ભ્રમરને આપવાની તુ ના કહેશે ? અને રાજના બગીચામા ઉગ્યુ હોય કે જગલમા ઉગ્યુ હોય છતા દરેક પુષ્પને સારૂ એજ સરજીત અને યોગ્ય સ્થાન નથી શુ ?

ફરી બભ્રૂ દીર્ઘ નિશ્વાસ મૂકી બોલી ઉઠયો અરણ્યાની, તારા શબ્દો કારી ઘા જેવા છે અને મારી બીકોનો આબાદ પડઘો પાડે છે પરતુ મારે સારૂ તો હુ આટલુ કહીશ કે તને લઈ જવા આવનાર રાજા ખબરદાર રહેશે તો સારૂ છે કારણુ કે મને તેની ખબર પડશે અને જગલમા મને મળશે તો તને લઇને કે લીધા વિના ફરી ઘેર પહોચવા નહિ પામે તેની આખમાથી ઝરતુ ખુન્નસ અને દાતના કચકચાટથી

અરણ્યાની ગભરાઈ ફીકી પડી ગઇ ધીમે અવાજે તે બોલી ખરેખર, જો પ્રેમના આવાજ પરિણામ આવતા હોય તો તે બુરી વસ્તુ છે અને પહેલીજ વખતે મને ખાતરી થાય છે કે તારૂ રીછ નામ યથાર્થજ છે શુ, મને શોધતો આવે તેટલા ખાતર નિર્દોષ અને તને ઇજાયે ન કરી હોય તેવા રાજપુત્રનુ તુ ખૂન કરશે? બભ્રૂ કડક અવાજે બોલી ઉઠયો –મારી પ સેથી તને ચોરી જાય એના કરતા વધારે ઇજા મને તે શુ કરવાનો હતો? પણ તેને ફકત આવવા તો દે, પછી જો!

અરણ્યાની ધીમેથી બોલી ઓ અસભ્ય, જગલી અને મોહાધ બભ્રૂ, ભૃગુએ કર્યુ તેમ જે માણસ ઇજા કરનારને ઈજા કરવાને બદલે તેને આવકાર આપે છે તેજ ખરો સદ્‌ગુણી છે એ વાર્તા પરથી તારે ધડો લેવાની ખાસ જરૂર છે બભ્રૂ બોલ્યો ભૃગુ કે કોઈની મને તલભાર દરકાર નથી અને આ બાબતમા મારા અભિપ્રાયની જો તે વિરૂદ્ધ હોય તો હુ પહેલેથીજ કહુ છુ કે તારો ભૃગુ મૂર્ખ છે

અરણ્યાની તેના હાથ પર હાથ મૂકી નમ્રતાથી બોલી ઉલટુ તે યોગી હતો બેસ, અને એની વાત શાતિથી સાભળ ઘણા વખત પહેલા કયા દેવ ઉત્તમ અને મોટા તે વિષે ઋષિઓમા તકરાર ઉભી થઇ કેટલાકે બ્રહ્મા તો કેટલાકે ચન્દ્રશેખર તો કેટલાકે શ્રીપતિ મોટા એમ કહ્યુ આખરે તકરારનો અત આવે એમ ન લાગતા એવુ ઠરાવ્યુ કે પરીક્ષા કરી નક્કી કરવુ તેઓમાથી ભૃગુઋષિને દેવોની પરીક્ષા લેવા ચૂટી કાઢયા તે પ્રમાણે ભૃગુ નીકળ્યા અને પહેલા બ્રહ્માને મળ્યા તે ચતુ-

મુંખ ભગવાન પાસે, નમસ્કાર કે પ્રદક્ષિણા કર્યા વગર અસ-
ભ્યતા અને અવિવેકપૂર્વક જઇ ઉભા તેની ઉદ્ધતાઇથી ગુસ્સે
થઈ તે જાણી જોઇને અપમાન કરનાર યોગીને શાપ આપવાની
તૈયારીમા હતા એટલી વારમા ક્ષમા તથા પ્રાર્થનાથી તેમને
શાત પાડ્યા તેમને ઠડા પાડી ભૃગુ આગળ ચાલ્યા અને
કૈલાસ પાસે આવી મહેશ્વરની ખબર કાઢી ચન્દ્રશેખરને એની
જાણ થતા તેણે એવુ કહેવડાવ્યુ કે મારી અર્ધાગના હિમ-
સુતા સાથે રમતમા બેઠો છુ એટલે મને હમણા ફૂરસદ નથી
ત્યાથી નીકળી ભૃગુ ભર નિદ્રામા પડેલા વિષ્ણુભગવાન પાસે
આવ્યા અને તેને છાતી પર એવા સજ્જડ લાત મારીને ઉઠા-
ડ્યા કે તેના પગને ઇજા થઇ ત્યારે શ્રીપતિ સભ્યતાપૂર્વક ઉભા
થઈ નમ્ર અને દયાભર્યા અવાજે બોલ્યા, ઓ ભૃગુ, તારી લાત એવી
હતી કે તારા પગને ઇજા થઈ હશે અને સાધારણ રીતે ઝી-
લનાર કરતા આપનારને ઘા વધારે ઈજા કરે છે નીચે બેસી
તે દયાળુ દેવે તેનો પગ ખોળામા લઇ ધીમે ધીમે મસળ્યો
થોડા વખતમા તેનુ દુ ખ દૂર થઇ ગયુ ત્યાર પછી ભૃગુ
બોલ્યા આ દેવ કરતા બીજા કયા વધારે મોટા ? કારણ કે
દેવ થઇને અને તેયે સૌથી શ્રેષ્ટ, આવા એકાએક થયલા
હુમલાને નમ્રતા અને દયાપૂર્વક પોતાની ભૂલ ગણી કોણ
જતો કરે ? ખરેખર જેવી રીને નીલ સ્ફટિક સ્વચ્છ, બિલકુલ
નિર્મળ અને કલકરહિત હોય તેમ દેવનુ ખરેખરૂ લક્ષણ
હોય તો આજ છે

૪

બભ્રૂ શાંતિથી વાત સાભળી રહ્યો વાત પૂરી થતા તે ધીમેથી બોલ્યો અરણ્યાની શુ તુ એમ ધારે છે કે જે હવે આટલી સહનશીલતા દાખવી ઈજા અને અપમાન સહ્યા તે ભૃગુએ કે કોઈએ, મૂર્ખે અથવા યોગીએ તેની પત્ની શ્રીને ઉપાડી જવા પ્રયત્ન કર્યો હોત તો આવીજ રીતે સહન કરી બેદરકાર બની બેસી રહેત!

અરણ્યાની ખડખડ હસી બોલી પણ બભ્રૂ હજુ કઇ હુ તારી સ્ત્રી નથી એ તો તુ ધારી લે છે બભ્રૂ બોલ્યો, અફ્સોસ! નથીજ પણ એટલુ તો નક્કી કે હજુ તુ મારી પત્ની નથી તેમ બીજાની પણ નથી અને મારૂ ચાલશે ત્યા સુ'ધી થવાએ નહિ દઉ તે બોલી બભ્રૂ, તુ બિલકુલ અસહ્ય અને જુલમગાર છે અને આવી રીતે જો જેટલા રાજપુત્ર મને વનમા શોધવા આવે તેને તુ મારીજ નાખવાનો હોય તો હુ જરૂર કુવારી રહી જીદગી પૂરી કરીશ અને મને તો બીક છ કે આ જગલ ક્ષત્રીઓના મુડદાઓના ઢગલાથી આચ્છાદિત કુરૂક્ષેત્રનીયે હરીફાઈ કરશે અને વીર નરોમા તુજ એકલો જીવતો રહેશે

બભ્રૂ મલકાઈ બોલ્યો અરણ્યાની, તુ સાચી, સાદી અને ગભીર બાબતને હસી કાઢે છે, કારણ કે એટલુ તો ચોક્કસ છે કે મારી પાસેથી તને ઝુટવી જનાર કયા તો પહેલા મને મારશે અથવા પોતે મરશે તે બોલી અરે બભ્રૂ, આ પરથી એટલુ તો નક્કી કે પ્રેમ એ રાક્ષસ હોવો જોઇએ, કારણ કે

એણે તો તને રાજપુત્રોના લોહીનો તરસ્યો બનાવ્યો છે પણ આમ જો, હુ તને સહેલો રસ્તો બતાવુ અનેજ મારી નાખ કારણ કે આથી કરી તુ કલ્પિત અને પ્રેમઘેલા રાજકુવરોને એકજ ફટકે એવો આબાદ છેતરી શકશે કે ન પૂછ વાત હુ જીવીશ તો કજીયો અને ખુનરેજીનુ કારણ થઈ પડીશ એમ મને લાગે છે

અને તે તાકીને તેના તરફ જોઈ રહ્યો અને બોલ્યો મારા પ્રેમની મશ્કરી ન કર, કારણકે કદાચ તુ ધારે છે તેના કરતા યે તે વધારે સાચુ છે શુ કોઇ રાજપુત્ર હુ તને ચાહુ છુ તેનાથી અડધુ યે ચાહશે? છતાએ હુ ધારૂ છુ તેમ, તુ મને નહિ ચાહે કારણ કે હુ તારા મગજમા નથી અને રાજપુત્ર નથી ત્યારે તે હસીને બોલી અફસોસ! બજૂ, તુ ગાડો થઇ ગયો છે આ તો બધી કલ્પનાની વાતો છે અને તે સાભળી જાણે તારી સામે આવી ઉભા હોય તેમ તુ ખુન્નસે કેમ ભરાયો છે તે બોલ્યો એઇ! સ્વપ્નોજ અને તોએ તે સ્વપ્નો લાગણીભર્યા અને તારા છે રાજાઓજ તારા સ્વપ્નો ની મૂળ વસ્તુ છે તુ રેતી તરફ જોઇ રહે છે ત્યારે આજ વિ- ચારો તારી કલ્પનાનો વિષય નથી હોતા શુ? શુ! હુ ખોટુ કહુ છુ? કોઇ રાજપુત્ર આવી તારૂ જીવન આનદથી ઉભરાવે અને આ જગલના એકાતમાથી તારા પિતા અને મારાથી તારો ઉદ્ધાર કરે એમ શુ તુ નથી ઇચ્છતી? હુ તારી કિમતમા ઉતરી ગયો નથી શુ? તારા અમીરજાદા સિવાય બીજા શેનો તુ વિચાર કરે?

તે અરણ્યાની તરફ તીક્ષ્ણ દૃષ્ટિએ જોઈ રહ્યો તેની અને એની આખો એક થતા તે જરા ધ્રૂજી અને મો ફેરવી બોલી અફસોસ! બ્રહ્મ, તારામા પ્રેમ નથી પણ ઈર્ષા છે અને તેથીજ જે નથી તે તુ જોઇ રહ્યો છે માટે મારા સ્વપ્નો જેવા તુચ્છ વિષય પર માથાકુટ કરવાનુ છોડી દે, નહિ તો તું ચીચોલીના ભાડો જેવો ગણાશે તે બોલ્યો અગુઠા પર ઉભા રહેવા છતા ન મેળવી શકાય તેવાને મેળવવા પ્રયત્ન કરનાર મૂર્ખની કોટિનો હુ છુ, અને તેજ તારા વિચારો છે અરણ્યાની બોલી જો, મે ખરૂજ કહ્યુ તેમ તુ ચીચોલીના શેખચલ્લીઓમાનો એક છે એક દિવસ તે નગરમા તેના વાળના રગ પરથી ઓળખાતો પિગ નામનો દાભિક યોગી આવીચઢયો રાજમહેલની સામેના ચોકમા પડાવ નાખી પોતાના ડાબા હાથને લાબો કરી હથેલીમા એકે ચિત્તે જોતો તે બેઠો આવી રીતે આજુબાજુ કશા પર લક્ષ આપ્યા વગર રાત સુધી પોતાના હાથ તરફ જોતા ધ્યાનમગ્ન સ્થિતિમા રોજ તેણે બેસવાનુ ચાલુ રાખ્યુ આમ રોજને રોજ થવાથી લોકોનુ ધ્યાન તેના તરફ ખેચાયુ અને તેની આજુબાજુ ટોળેટોળા ભેગા થઇ તેની આવી અજબ વર્તણુક માટે પરસ્પર વિરોધી વિચારો દેખાડવા લાગ્યા એકે કહ્યુ આ મહાત્મા તો પચતત્રનુ ધ્યાન ધરી રહ્યા છે બીજો બોલ્યો અરે! આ પવિત્ર પુરૂષ મરણને વિચારી રહ્યા છે વળી ત્રીજાએ ટાપસી પૂરી શુ આ યોગી નથી? ત્યારે પચાગ્નિ સિવાય બીજા શેનુ ધ્યાન ધરે? એટલામા એક પડિત પસાર થતા હતા, તેણે કહ્યુ એ તો સાવયવ તર્કદર્શન અને

તેના ભેદોનુ ચિત્વન કરી રહ્યા છે વળી બીજાએ કહ્યુ શુ આ ડાબો હાથ નથી ? ત્યારે તો એ શક્તિનુજ ધ્યાન ધરી રહ્યા છે વળી એમાથી એક દોઢડાહ્યો બોલી ઉઠયો આ મહાપુરૂષો કામદેવના પચશર સિવાય બીજા તે શેનુ ધ્યાન ધરે ! એટલામા એક બ્રાહ્મણે ઉમેર્યુ તારો તર્ક ખોટો છે, કારણુ કે એ તો આત્માનુ ચિતન કરી રહ્યા છે એટલામા ત્યાથી પસાર થતા કોઇ ગોવાળીયાએ પોતાના ડહાપણુનો ભડાર ખરચી નાખ્યો અરે, આ મહાત્મા તો ગાયના વિધવિધ અવયવોનો વિચાર કરી રહ્યા છે કારણુ કે ગાય કરતા બીજુ શુ વધારે પવિત્ર છે ? આવી રીતે આખા નગરમા હોહા અને ધમાધમ મચી રહી તેની બાબતમા પક્ષ પડી જતા નગરજનો આપસઆપસમા બાથબાથી પર આવી ગયા આ સઘળો વખત પેલો યોગી તો જાણે કઇજ ન બનતુ હોય તેમ શાતિપૂર્વક પોતાના હાથને જોતો બેસી રહ્યો આખરે રાજાએ પોતાના અમલદારોને મોકલી તેને કહેવડાવ્યુ કે હમણા ને હમણા નગરમાથી ચાલ્યો જા કારણુ કે તારી હાજરીથી લોકો ઉશ્કેરાય છે જવાબમા પિગે કહ્યુ મારા ધ્યાનમા જો ભગ પડાવશો તો તડકો અને વરસાદ આ નગ-રમા નહિ પડે એવો હુ શાપ આપીશ તેના શાપથી બ્હીને રાજાએ ચાતુરીથી કામ લેવા માડયુ રાત્રે પુરોહિતને તેની પાસે મોકલ્યો અને તે હઠીલા યોગીને પોતાની મેળે લાખ રૂપીઆ લઇ ચાલ્યા જવા સમજાવ્યુ નગર બહાર જતા તેના ચેલાએ ધીમેથી પૂછયુ, ગુરૂ મહારાજ આપ શાનુ ધ્યાન

ધરતા હતા ? મને જાણવાની જીજ્ઞાસા થઇ છે આ પરથી તે દાંભિક યોગી ખડખડાટ હસી પડયો તેણે કહ્યુ, મારા પોતાના હાથ સિવાય બીજા કશાનો વિચાર નહોતો કરતો, આ તારે શીખવા જેવો પાઠ છે કારણ કે મૂર્ખાઓનો સ્વભાવજ છે કે બિલકુલ સાદુ હોય તેયે તેઓ સમજી શકતા નથી અને જે આ સમજે તેની પાસે અમૂલ્ય ખજાનો છે અને તેજ જગતનો ગુરૂ છે

૫

તે બોલતી હતી તેટલીવાર બભ્રૂ તેને અનિમેષ દૃષ્ટિએ નિહાળી રહ્યો વાત પૂરી થતા એકાએક તે બોલી ઉઠયો અરણ્યાની, તુ મને ઉધુ ભરમાવે છે તે બોલી કેવી રીતે, ઓ બભ્રૂ ? તેણે કહ્યુ આજે તારામા આસ્માન જમીનનો ફેર પડી ગયો છે, કારણ કે રોજ તારા મુખ ઉપર જણાતી ગ્લાનિ ઉડી ગઈ છે અને તુ ક્ષુભિત, આનદિત અને અજબ બની મને આડી અવળી વાતો કરી મારાથી કઇ છૂપાવવા, બાળકની માફક મને રીઝવી મારૂ ધ્યાન બીજી તરફ ફેરવવા પ્રયત્ન કરતી હોય તેમ જણાય છે કહે કે ન કહે આજે આપણા બેની વચ્ચે, અગાઉ કોઇ દિવસ નહોતી એવી પ્રચડ દિવાલ આવી હોય એમ મને લાગે છે અરે ! મને ખાતરી છે પણ મને સમજણ નથી પડતી તોએ એટલુ તો નક્કી છે કે તુ મારી આખમા ધુળ નાખી તારા આત્મામા થઇ રહેલા ક્ષોભને છૂપાવવા પ્રયત્ન કરી રહી છે

અરણ્યાનીના ભવા ચડયા, શરમાઇ, હસી અને આખરે

બોલી બબ્રૂ, તારો પ્રેમ એ રોગ છે તેથીજ તારૂં મસ્તક કાલ્પનિક કુતર્કોથી ઉભરાય છે અને તારા આત્મામાં શંકાએ ઉત્પન્ન કરેલા મિથ્યા દૃશ્યો તારી આંખે જણાય છે તે બોલ્યો અફસોસ! તારૂં પોતાનું વર્તન તારી વાતને જૂઠી પુરવાર કરી રહ્યું છે તું આજે પહેલાની અરણ્યાની નથી અને તે હું સાચુંજ કહું છું અને હવે ત્યારે, તારી વાતોના બદલામાં એક વાત હું કહીશ, પરંતુ તારા જેવી નહિ મારી તો ઘણી શોકજનક અને બિલકુલ સાચીજ છે

અરણ્યાની ફરી અને ચિંતાજનક દૃષ્ટિએ તેને જોઇ રહી તે બોલી ઓ બબ્રૂ, એક વાર્તા, અને તે યે વળી તું કહે છે! શું વાત છે? તે બોલ્યો તને યાદ છે કે થોડો વખત પહેલાં તને જોયા પછી છેલ્લીજ વખત જંગલમાં આપણે ફરતા હતા? તે બોલી હા ત્યારે તેણે કહ્યું તને યાદ આવે છે કે મેં તને એકાએક અટકાવી, આપણે પાછા ફર્યા અને તને છોડી હું ચાલ્યો ગયો? શા માટે ગયો હતો તે તને કહું? અરણ્યાનીનું મો ઉતરી ગયું, કંઇ પણ બોલ્યા વગર તેની સામું જોઇ રહી તે બોલ્યો સાંભળ, આપણે જતા હતા એટલામાં મેં એકાએક ઝાડીમાં, કોઇ માણસનો ચહેરો જોયો મેં જોયું અને હું ધ્રૂજ્યો કારણ કે તેની આંખો આશ્ચર્ય અને પાપી આહ્‌લાદથી તારા પર ઠરી રહી હતી તત્ક્ષણજ હું પાછો ફર્યો, તને ઘેર મુકી તેને શોધવા તે જગ્યાએ દોડયો પણ તે ત્યાંથી ગુમ થઇ ગયો હતો બધે હું તેને શોધી વળ્યો પણ તેનો પત્તો લાગ્યો નહિ તે વખતથી તે માણસનો અને તારા તરફ ટાપીને

જોઈ રહેલી તેની ાખોનો મને વિચાર આવ્યા કરે છે અને મને ઉંઘ પણ નથી આવતી તે વિચારે મારા શરીરમાથી ધ્રૂજારી પસાર થઇ જાય છે અને મને એમ કહેતી ન હોય શુ, કે હા ! હા ! તારો ખજાનો હવે જણાયો સઘરી સઘરી છૂપાવેલો સોનાનો ખજાનો બીજાની આખે દેખાઇ ગયો હોય તેના જેવી મારી હાલત અત્યારે છે પહેલાની માફક કેવળ પ્રેમથી નહિ, પરતુ રખે હુ દૂર જાઉ અને મારો ખજાનો ચોરાઇ જાય એ બીકે એક ક્ષણ પણ તારી કનેથી દૂર રહેવાની હિમત હુ કરી શકતો નથી

એકાએક તેનો ડુમો ભરાઇ આવ્યો તે ઉઠયો અને બેએક પગલા આઘો ગયો અરણ્યાની પણ ઉઠી અને ક્ષુભિત બની બોલી ઓ બભ્રૂ, આ માણસ કેવો હતો ? શુ તે તારા જેવો ઉચો અને બળવાન હતો ? બભ્રૂ બોલ્યો ના, તે તો ઠીંગણો, કદરૂપો અને નોળીયા જેવી આખોવાળો હતો અરણ્યાની છૂટકારાનો દમ ખેચી હસી પડી તે બોલી ઉઠી ઓ બભ્રૂ, આ શુ ? આવા માણસથી બીવાની જરૂર છે ? શુ, હુ આવા ઝીણી આખવાળા અને ઠીગણા ઝાડીમા સતાયલા માણસનો ભોગ બનીશ ? કોઈ પણ વાતની ફિકર ન કર અને એટલુ તો હુ તને કહુ છુ કે એવા સો વેતીયાઓ આવે તોયે તેઓ મને લઇ જઈ ન શકે

બભ્રૂ શોકાર્ત સ્વરે બોલ્યો અફસોસ ! અરણ્યાની, તુ સમજતી નથી તારા મસ્તક પર રહેલા કુસુમની જેમ તારી આકર્ષકતાથી તુ બિલકુલ અજાણ છે અને તુ જેને તિર-

સ્કારી કાઢે છે એવાજ માણસો બહુ ભયકર છે શુ તુ એમ ધારે છે કે એકવાર જગતને એની મારફતે ખબર પડે કે આ જગલમા શુ છે તો બીજા આવ્યા વગર રહે? આવનારના ચહેરાની મને બીક નહોતી પરતુ તેની જીભથી હુ બીતો હતો અને કદાચ તે મને મળ્યો હોત તો તારા અસ્તિત્વની જાહેરાત જગતમા થતી અટકાવવા હુ તેનુ ગળુ જ કાપી નાખત

આસુભરી આખે તે તેને જોઇ રહ્યો તેના શબ્દોમા રહેલી ધમકીની બીકે તેના ખળભળી ગયેલા હૃદયે મુખપરનુ બધુ લોહી પોતાની મદદે બોલાવી લીધુ હોય તેમ એકાએક તેના મુખનો રગ ફેરવાઇ ગયો અને ચહેરો ફિકકો પડી ગયો થોડાક વખત પછી તે બોલી બજૂ તારી તબીઅત બરાબર જણાતી નથી, અને તારો મદભાગી પ્રેમ મારી કિમત વધારે આકે છે એટલુજ નહિ પણ તને ભયના ભણકારા વાગી રહ્યા છે અને કાલ્પનિક બીકે તુ પોતાને અને મને બન્નેને ભડકાવે છે અને હવે તો ગમે તે થાય જે થવાનુ હતુ તે થઇ ગયુ અને તારી વાત લઇ જનાર જીભ ભાગ્યેજ મારી વાત કરતી હશે, પરતુ હવે વાતમા ને વાતમા ઘણો વખત આપણે ગુમાવ્યો અને લગભગ બપોર થવા આવી છે, કારણ કે પડછાયા બહુજ ટુકા થઈ ગયા છે અને હવે તને વધારે અહિઆ ઉભો રહેવા દેવાની મારી હિમત ચાલતી નથી ઉલટુ આટલો તને ઉભો રાખ્યો તેટલી હુ ગુન્હેગાર થઇ છુ અને જો તુ નજ આવ્યો હોત તો વધારે સારૂ થાત અને એકાએક મારા પિતા આવી ચઢે અને તને જુએ તો જોવા જેવુ

થાય અને જે તુ જાણે છે તે ફરી કહીને ફાયદો શો? અને જેની મનાઇ કરી છે તેની ઇચ્છા કરવાથી શુ લાભ? ઉલટુ તુ તારા જ્વરાગ્નિમા ઇંધન પૂરી રહ્યો છે અને તે મારી ફરજ પ્રમાણે તો દૂર અને અમિલન રૂપી શીતળ જળથી છાંટી મારે હોલવવી જોઇએ પરતુ તારા પ્રત્યેનો ભાવ મારા પિતાની આજ્ઞાનો ભગ કરવા ઉશ્કેરે છે, કારણ કે આખરે હુ એક સ્ત્રી અને અબળા, અને કદાચ તને જરાતરા ચાહુ છુ તેથી પણ માટે જે આપુ છુ તેનાથી સતોષ પકડ અને ફરી આવતો નહિ ને ભયને છોડી મને ભૂલી જા હુ તારી સ્ત્રી તો નહિજ થઈ શકુ પરતુ તારૂ ભલુ તો ઈચ્છુ છુ ત્યારે હવે રામરામ અને જા

તેને જવાની આજ્ઞા કરતી તે ઉભી બને એક અક્ષર પણ બોલ્યા વગર પાછો ફર્યો અને ધીમે ધીમે જગલમા ચાલ્યો ગયો, તે તેને જતો જોઇ રહી અબોડા પર બે હાથ ટેકવી તેની પાછળ જોતી તે સ્થિર ઉભી રહી નસીબ સજોગે અદૃશ્ય થાય તે પહેલા તે ફર્યો, અને પાછુ જોયુ પશ્ચાદ્‌ભૂમિ બનેલી દૂર દૂરની રણની રેતી આગળ તેની આખોને ઉન્મત્ત બનાવવાજ ન ઉભી હોય શુ તેમ ચદ્રરેખા જેવી પાતલી અને ઘાટદાર તેને પોતાની પાછળ સ્મિત કરતી જોઈ અપ્રાપ્ય કામના, સરી જતુ સુખ અને અનિવાર્ય વિયોગ એ ત્રણેયે નારી રૂપે અવતાર લીધો હોય એવી તે લાગતી હતી

તરતજ દોડતો તે પાછો આવ્યો તેની પાસે પહોચતાજ તેની આગળ ગુઠણીએ પડયો અને તેના ફરફરતા રક્ત લુગ-

ડાના છેડ ને પકડયું અને તેને ચુબન કીધુ. પછી તે ઉભો થયો અને અને આસુથી ઝરતી આખે અને ધ્રૂજતે અવાજે તેણે કહ્યુ હુ ધારૂ છુ કે તારી તરફ હુ છેલ્લીજ વખત જોઉં છુ

અને ત્યાર પછી તે ફર્યો. અને ઝડપથી પાછુ જોયા વગર ચાલ્યો ગયો તે અદૃશ્ય થયો ત્યા સુધી ક્ષુબ્ધ હૃદયે તેની પાછળ જોતી તે ઉભી રહી.



# મધ્યાહ્નની માયાજાળ

૧

આમ ને આમ કેટલીક વાર સુધી તે ગયો તે દિશામા જોતી તે ઉભી રહી તેના કરૂણાજનક વચનોથી અર્ધ કરૂણા-મિશ્રિત ભાવો તેના હૃદયમા ઉદ્ભવવા લાગ્યા અને તે શોક મગ્ન બની છતાએ વારે ઘડીએ તે પાછો આવશે, એ બીક હજુ ગઈ નહોતી આખરે તે ખરેખર ગયો એમ ખાતરી થતા તે ફરી મનમા તે બબડી અફસોસ! બચ્ચૂ, જો તને એમ ખબર પડી હતે કે તારી બીક કેટલી બધી સાચી છે, તો મને શકા છે કે કદાચ તને દૂર કરવાના મારા પ્રયત્ન સફળ થાત નહિ અને હુ તને મારી પાસેથી ખસેડી ન શકત અને તેમ છતાયે આશ્ચર્ય જેવુ તો એ છે કે ઇર્ષાથી એણે જે જે કલ્પ્યુ તેમાનુ કઇ એણે શોધી કાઢ્યુ નથી અને આખો વખત હુ ગુન્હેગાર છુ એમ મને થયા કરતુ હતુ તેણે મારા હૃદયમા ગ્હેલા ભાવોનુ પૃથક્કરણ અને આત્માના ઉડાણનુ નિરીક્ષણ એટલુ સચોટ કર્યું હતુ કે હરપળે મારો ભેદ ફુટી જશે એમ હુ ધ્રુજી રહી હતી અહા! પ્રેમ ચાતુરી ખરેખર મહા આશ્ચર્યજનક છે જરાકે શકા પડતા તે બીજાની આખો જે જોવા અસમર્થ નીવડે તે જોઇ શકે છે

અને આટલુ બધું સૂક્ષ્મ બુધ્ધિથી નિરીક્ષણ છતાં તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તેના કરતા હુ પ્રેમ વધારે સારી રીતે અનુભવથી સમજુ છુ તે જાણતો હતો કે હુ એને છેતરી રહી છુ પણ કેટલી, તેનુ એને ભાન નહોતુ અને તે છતાએ તેને મારો પ્રેમ માગવાનો જરા પણ હક્ક શો છે? હવે તો એનાથી બન્યુ તેટલુ કર્યું અને મારાથી અપાય તેટલુ આપ્યુ, હવે મારો વારો છે, બપોર પડી ગઈ છે અને વખત થયો છે

અને તરતજ બધૂ અને તેને લગતુ જે જે બન્યુ તે સઘળુ તેના મગજમાથી બિલકુલ સરી ગયુ અને આશ્ચર્ય! તત્ક્ષણ જાદુથી ન બન્યુ હોય શું તેમ તે બીજીજ સ્ત્રીમાં ફેરવાઇ ગઇ, કારણ કે તે બેદરકારીથી હસતી ઉભી હતી અને તે હાસ્ય આનદોત્પાદક ક્ષોભના મોજા સમુ આખા શરીર પર પ્રસરી રહ્યુ નહોય શુ! અને પોતાની શ્રેષ્ઠતા સાબીત કરી પ્રભુત્વ દેખાડતી સ્ત્રીમાથી તે ફેરવાઇ જઇ અત્યારે કોઇના આગમનની અટકળથી વિહ્વળ બની બાળકની પેઠે કપી રહી કોઇ જોતુ નથી એની ખાતરી કરવા ચારે બાજુ ધારી ધારીને તે જોવા લાગી, અને એકાએક બપોરને પડતો મુકી ટેકરી નીચે રેતી તરફના જગલમા ઝડપથી દોડી ગઇ ઝાડોની નાની શી ઘટા અને જુથ આગળ આવીને તે એકાએક ઉભી અને તેણે તાળી પાડી તત્ક્ષણજ તેના ઇશારાનીજ રાહ ન જોતો હોય શું તેમ અતિરૂપ ઝાડીમાથી નીકળ્યો અરણ્યાની અર્ધી પુનર્મિલનના આનદથી ક્ષુભિત બની અને અર્ધી દોડ-વાથી શ્રમિત થઇ શ્વાસોશ્વાસ લેતી તેને ભેટી પડી.

તોફાનમા વર્ષાના બિંદુઓ એક પછી એક જેમ પડે તેમ પહેલા થોડીવાર સુધી આ પ્રેમી યુગલ એક બીજાનુ સાથે ચુબનાસ્વાદનો આનદ અનુભવી રહ્યુ અને પછી તે બોલ્યો પ્રિય અરણ્યાની, આજે બહુ મોડુ થયુ અને તારી કિમત અને મારી ઉત્કઠા વધારવાને મને એટલો બધો ખોટી કર્યો કે હુ નિરાશ બની લગભગ જવાની તૈયારી કરતો હતો અરણ્યાની રમતીયાળ બની બોલી શુ ! મારે સારૂ તમે થોડીક વાર પણ ખોટી ન થાઓ અને શુ હુ ખોટી થવા લાયક નથી ? તેની બન્ને આખો પર ચુબન કરતો તે ધીમેથી બોલ્યો ખરેખર ! તુ છે તે બોલી, તમે ખોટી નથી થઇ શકતા તો શુ હુ વિલબ કરવામા આનદ માનુ છુ ? સાભળો, અહિઆ આવી તે છતાએ આવતા મને મુશ્કેલી નડી કારણ કે અહિઆ આવતા પહેલા મારે એક જણને દૂર કરવાનો હતો અતિરૂપ બોલ્યો તારો પેલો જુના સ્નેહી ! મને એની વાત તે કરી હતી તે બોલી હા, તેજ, હુ ધારૂ છુ ત્યા સુધી હુ તમને જેટલી ચાહુ છુ તેટલો તે મને ચાહે છે અને તમારા કરતાયે મારા પર વધારે સ્નેહ રાખે છે પરતુ અફસોસ ! તેના પ્રત્યે મને સ્નેહ નથી અને જો તમારી બાબતમા પણ એકજ બાજુ પ્રેમ ન હોય તો બહુ સારૂ બોલો, હુ તમને જેટલી ચાહુ છુ તેનાથી અડધો સ્નેહ તમે મારા પ્રત્યે ધરાવો છો ? અતિરૂપ મદ મદ હસતો બોલ્યો કદી તુ કહે છે તે હુ માનુ ? ના, તે અશકય છે

અતૃપ્ત નયને તેને નિરખતા એક દીર્ઘ નિશ્વાસ મુકી

તે બોલી હા, અશકય છે અને તે છતાં આશ્ચર્ય એ છે કે હજુ તમને જગલમા જોયાને એક અઠવાડીયુએ નથી થયુ તમને પ્રથમ જોતાજ મે વિચાર્યું કે કહો કે ન કહો, કામદેવ સ્વર્ગમાથી શાપિત થઈ પડયા છે અને પૃથ્વી પર ફરતા ફરતા આજ જગલમા મારા નાશ સારૂ, મને અપ્રતિરોધ્ય વિદ્યુત રૂપી એકજ દૃષ્ટિપાતે પોતે બાળવાને અને બીજાની માલકીની વસ્તુને સ્વતત્રતામાથી ગુલામ બનાવવાજ ભૂલા પડયા હોય એમ લાગે છે અને તોયે આજેજ સવારે મને માલૂમ પડયુ કે લગભગ હુ તમને ગુમાવતે, કારણ કે તમારા અહિઆ આગમનના કારણ રૂપ જે નોકરે મને જગલમા જોઇ હતી તે લગભગ તમને કહેવા આવે તે પહેલા મરવાની અણી પરજ હતો અતિરૂપે પુછયુ કેવી રીતે ? જવાબ મા અરણ્યાનીએ બબ્રૂની બધી વાત કહી દીધી તે બોલી અને ભય છે કે કદાચ બભ્રૂ તમને જોશે તો ગાડો થઇ જશે અને તેના જેવા રાક્ષસી બળવાળા સાથે તમે લડો એ વિચારેજ હુ ધ્રૂજી ઉઠું છુ, તે છતા શુ કરવુ તેની મને સમજણ પડતી નથી કારણ કે નક્કી, વહેલો કે મોડો, તમારી સાથે તેનો ભેગો તો થશેજ અને હજી સુધી નથી થયો એજ અજાયબી છે, કારણ કે તમો તો રોજ અહિંઆ આવો છો

અને અતિરૂપ હસીને બોલ્યો ભય ન રાખ, ઓ મૃગ નયની, કારણ કે મારી સાથે ભેટવા જતા તેનેજ ખમવુ પડશે અરણ્યાની બોલી મને પણ એજ બીક છે કારણ કે મારી

બીક તમારે સારૂ છતાં હુ એમ ઇચ્છુ છુ કે તમે પણ તને ઇજા ન કરતા ત્યારે અતિરૂપ બોલ્યો આ મુશ્કેલીનો છેડો લાવવાનો એક સહેલો રસ્તો છે, અને તને જે બીક લાગ છે તેનો અત તે લાવે એમ છે અરણ્યાની બોલી તે કયો રસ્તો ? અતિરૂપે જવાબ આપ્યો આજ જગલ છે કે જ્યા આપણે હમેશા મળી શકીએ છીએ, પણ ઓ મારી મીઠી મધુરી મોહિની, જો તુ આ જગલને છોડી તે જ્યા ન આવી શકે ત્યા મારી સાથે આવે તો કેમ ?

૨

અરણ્યાની ચમકી અને બીક અને અજાયબીથી ભરેલા નયને જાણે કઈ સમજી ન હોય તેમ તેના તરફ જોઇ રહી જરાવાર રહીને તે બોલી શુ ? તમારી સાથે આવુ ? બિલકુલ અશકય અને ભયત્રાસિત બની તે નિહાળી રહી અતિરૂપ તેને સ્થિર અને લાડ કરતી આખે જોઇ રહ્યો તે સ્વગત બબડયો ચાલો, મારી મધુરી અને ચચળ મૃગલીને મે ચોકાવી દીધી, પણ ગમે તેમ તેના હૈયામા બી તો વવાઈ ગયુ છે. અને હવે જોઇશુ કે સમજાવટ પતાવટ કે લાડ-કોડ કે મનામણાથી પોતાની મરજીએ આવે છે કે નહિ, નહિતર મારી મરજી નથી, છતા બળાત્કારે લઈ જવી પડશે બળાત્કારે લઇ જવી પડે તેના કરતા મને કે કમને મારે તાબે થશે તો મને વળી વધારે મધુરી લાગશે તેણે ધીમે સ્વરે કહ્યુ પ્રિયે અરણ્યાની, શુ તુ એમ ધારે છે કે હુ તારા

વગર રહી શકુ અથવા તારી સાથે હમેશા જંગલમા વસી શકુ ? કારણ કે કદાચ રાજ્યના કામકાજો તરફ બેદરકાર રહી મારા પાટનગરથી દૂર આ જંગલમા જો હુ તારી સાથે, તારી ખાતર, રહ્યો હોત તો, કયારનાએ મારા પ્રધાનો અજાયબ થઇ મારૂ શુ થયુ હશે એ ચિંતામા પડયા હોત અને તેથી બેમાથી એક તો નક્કી છે કે કયા તો તારે મારી સાથે આવવુ અથવા આપણે બેએ છૂટા પડવુ

અરણ્યાની નિસ્તેજ બની તેની સામુ સ્થિર દૃષ્ટિએ જોઈ રહી આકુળ વ્યાકુળ થઇ તે બબડી છૂટા પડવુ ? હુ અને તમે ! અતિરૂપ બોલ્યો એનો વિચારજ તારા મુખ ઉપરથી નૂર ઉડાવી મુકે છે ખરી રીતે જુદા પડવુ એ શુ ? શુ મારા વગર રહેવાનુ, જીવવાનુ સહી શકશે ? અથવા શુ હુ તારી સાથે હમેશા જંગલમા રહી શકુ ? ત્યારે એકજ રસ્તો છે અને તે એ કે તારે જંગલ છોડી મારી સાથે આવવુ

અરણ્યાની તેની બાથમાથી છૂટી દૂર ખસી મૂગી મૂગી નિસ્તેજ વદને જમીન તરફ જોતી ઉભી રહી અને અતિરૂપ એક ક્ષણ પણ તેના પરથી દૃષ્ટિ ખસેડયા વગર શાંત ઉસેલી તેને નિહાળી રહ્યો થોડી વાર રહી તે ફરી બોલ્યો પ્રિયે અરણ્યાની, શુ તુ એમ ધારે છે કે આમ ને આમ હમેશને માટે ચાલશે ? અથવા શું હમણા હુ કરૂ છુ તેમ તને રોજને રોજ મળવા જંગલમા આવુ અને મારા ડેરા તબુ અહિંઆજ નાખુ ?

નિશ્વાસ મુકી નીચે જોતીજ અરણ્યાની ધીમેથી બોલી

હું જાણતી નથી, કારણ કે મે તમને જોયા પછી તમારા સિવાય કશાનો વિચારજ નથી કર્યો અને તેજ મારે સારૂ જોઇએ તે કરતાં વધારે હતો કારણ કે મારો આત્મા એટલો બધો વિચારોથી ભરપૂર થઇ ગયો હતો કે બીજા સારૂ જગાજ ન્હોતી સઘળો ભૂતકાળ અદૃશ્ય થઇ ગયો હતો અને ભવિષ્યની દરકાર નહતી સઘળુ આનદમય અને ઉન્માદકારી વર્તમાન કાળમાજ ડુબી ગયુ હતુ હવે બીજા કશાનોયે વિચાર કેવી રીતે કરી શકુ ? અને હવે તમે મને મારી મૂર્ખતાએ જે સ્વપ્નને શાશ્વત માની રહી હતી તેમાથી એકાએક જગાડી છે અને જૂઓ ! તે શરૂ થાય તે પહેલાજ પૂરૂ થયુ છે, નાશ પામ્યુ છે, અદૃશ્ય થયુ છે

અતિરૂપ ગણગણ્યો ઓ અરણ્યાની, એમ કહે કે સ્વપ્ન તો હજુ હવે શરૂ થાય છે

તેણે ગુસ્સે થઈ જવાબ આપ્યો શુ તમે એક પુષ્પને મૂળમાથી ઉખેડી તમારી મરજીમા આવે ત્યા લઇ જવાની તે ખુશીથી હા પાડે એમ ધારો છો ? શુ તે હા પાડવી રમત વાત છે ? કારણ કે કુસુમની માફક આ જગલમાં મારૂ મૂળ છે. અહિંઆજ હું રહી છુ અને શરૂઆતથીજ મારા પિતા, વૃક્ષો, વેલાઓ અને મૃગલાંઓ સાથે મોટી થઈ છુ અને તમે વિદ્યુત્ના ચમકારાની પેઠે તે બધાની સામા પડયા છો અને આ બધાનો ભોગ આપી તમારી સાથે ગમે ત્યા અધારામાં ન આવુ તો મને છોડી દેવાની બીક આપી રહ્યા છો. શુ તમે એમ ધારો છો કે જે બાજુએ ઢળુ ત્યાથી

ગભડુ એવા તમારા વિચારને અનુકૂળ થઇશ ? આ બધાનુ મૂળ તમે છો અને છૂરી અને તમારામા કશો ફેર નથી કારણુ કે તે મારા હૈયાના બે ટુકડા કરે છે, તેમા મારી કબૂલીયાત માગે છે અને આનદ માનવાનુ ફરમાવે છે અને તેને પોતાને તો હૈયા જેવી ચીજજ હોતી નથી

અતિરૂપ નરમ બની બોલ્યો અફસોસ ! અરણ્યાની, તારી ભૂલ થાય છે, અને મને એજ બીક હતી કે જ્યારે મે તને તારો ભૂતકાળ જે જગલ, અને ભાવી જે હુ, તે બેની વચ્ચે પસદગી કરવાનુ કીધુ ત્યારે આ જે છોડવાનુ કીધુ તેની ગણતરીમા મને હલકો ગણી મારી કઈ કિમતજ ન હોય તેમ ગણી કાઢ્યો હોય એમ લાગે છે હુ કહુ છુ કે તુ મને ખોટી રીતે દોષ દે છે હા, જો તારા પર સ્નેહ રાખવો એજ દોષ હોય તો તેને વાસ્તે હુજ નહિ પણ તુ પોતે, અથવા તો બ્રહ્માજ તને આવી અજબ સરજવા માટે દોષપાત્ર છે અગ્નિ આગળ ઘી ઓગળે ત્યારે ઘીનો કોણ દોષ કાઢે અથવા તો ચદ્રની સુકોમળ કળાદર્શને ક્ષુભિત બની ગર્જી ઉઠવા માટે મહાસાગરને કોણ ગુન્હેગાર ગણે ? તારેજ ખાતર આટલો લાબો વખત ખોટી થઈ મારા રાજ્ય પાટને સારૂ જો ચાલ્યા જવાની મને ફરજ પડે તો શુ તેમા મારો દોષ છે ? અને આપણે છૂટા પડયા સિવાય બીજો રસ્તોજ નથી, ત્યારે મારી સાથે આવવાનુ કહેવા સિવાય બીજુ હુ શુ કરી શકુ ? અને શુ દરેક કુમારિકા તેમ નથી કરતી ? શુ શકુન્તલા ઘરબાર અને જગલ છોડી દુષ્યન્તને

નહોતી અનુસરી ? અને શુ હિમસુતાએ પોતાના પિતાનેજ નહિ, પણ પોતાના દેહને પણ ચન્દ્રશેખર સારૂ નહોતો છોડયો ? અને ઓ ઉન્માદકારિણી, શુ તને અધકારમાં આવતા ડર લાગે છે ? પરતુ અધકારની શી પરવા છે ? અરે, શુ હુ ત્યા હોઇશ એટલે તેજ અધકાર અમૃત રૂપે નહિ પરિવર્તન આપે ? અથવા તો આ અધકાર તને એકલી છોડી ચાલ્યો જઇશ તો વધારે ગાઢો નહિ લાગે ?

૩

તે વાત કરી રહ્યો પછી થોડી વાર સુધી અરણ્યાની ઉભી રહી અને પછી એકાએક બે હાથ વચ્ચે પોતાના મુખને છૂપાવી, જમીન પર બેસી જઇ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી ક્ષણભર પછી ક્ષુભિત થઇ તે બોલી તમે મને શુ કર્યુ ? કારણ કે તમને નહોતા જોયા ત્યા સુધી હુ સુખી હતી અને હવે તો તમે મારા હૃદયને ચૂર્ણ કરી રહ્યા છો, કારણ કે નથી હુ તમારી છૂટી પડી શકતી, કે નથી હુ મારા ઘર અને મારા પિતાને છોડી શકતી અને હવે તો એમ થાય છે કે તમને ન જોયા હોત તો સારૂ થાત અને તમારા નોકરે મને જગલમા નજ જોઈ તો કેવુ સારૂ શા માટે મારો નાશ કરવા અહિઆ આવ્યા છો ? કારણ કે બભ્રૂએ કીધુ તે અક્ષરશ સત્ય નીવડયુ છે અને જેમ ભાખ્યુ હતુ તેમ મારા નાશનુજ કારણ બન્યુ છે

અતિરૂપ સાભળી રહ્યો અને સ્વગત બબડયો તેની

અસ્થિરતાનુ કારણ જણાતી ઉલટી મારી જાતમા તે વધુ પડી છે મારી માગણીને ધિક્કારી કાઢવાને બદલે દલીલો કરી રહી છે અને હવે જો તેની ખળભળી રહેલી લાગણીઓને મારી તરફેણમા ન ફેરવી શકુ તો તેમા મારોજ વાક ગણાય તે બેદરકારીથી બોલ્યો હા! મે ધાર્યુ'તુ તેમ આ બધી આપતનુ કારણ બભ્રૂ છે, અને તેને છોડી જવાને તુ રાજી નથી

તત્ક્ષણજ અરણ્યાની ચમકી ઉઠી, અને ક્રોધથી ઉશ્કેરાઇ બોલી ઉઠી શુ મને મહેણા મારો છો? મને બભ્રૂ સારૂ મહેણા મારવાની ધૃષ્ટતા કરો છો? તમારી ખાતર જરાએ વિચાર કર્યા વગર તેનો મે ભોગ આપ્યો છે અફસોસ! બિચારો બભ્રૂ! તમારા જેવો તે નથી, કારણ કે મને લઈજવાની વાત તો દૂર રહી પણ ઉલટુ મારા કહેવાથી જો એની પાસે હોય તો તમારા જેવા સો રાજપાટો છોડી જગલમા રહેવા મારે સારૂ તૈયાર થાય અતિરૂપ બોલ્યો ત્યારે જેવી તારી ઇચ્છા કારણ કે હુ તેનો હરીફ થવા નથી માગતો એની સાથે તુ તારે જગલમા જા અને હુ મારે રસ્તે પડીશ

ગુસ્સે થઇને ચાલ્યો જતો હોય તેમ તે પાછો ફર્યો પણ જવા માડતાજ અરણ્યાની ચીસ પાડી તેના તરફ કૂદી. તેને હાથમા પકડી વ્યગ્રતાથી હલાવી બોલી ઉઠી બભ્રૂથી સર્યુ! ઓ, મને માફ કરો, હુ ગાડી થઇ ગઇ છુ હુ શુ કહુ છુ કે કરૂ છુ તેનુ મને ભાન નથી તમારી તોલે કૈ બભ્રૂ આવે? મારા પર ગુસ્સે ન થતા અને મને છોડીને ન જતા, કારણ કે તમારૂ ગમન એ મારૂ મૃત્યુ અને તે

તેને જોરથી વળગી ગરદનમાં પકડી પોતાના મુખ તરફ જોરથી ખેચી તેને સતત ચુબનો ને આસુધારે આચ્છાદિત કરવા લાગી ક્ષણવાર પછી તે વિરમી અને તેની ગરદનને પોતાના ડાબા હાથથી જોરમા પકડી જાણે ધ્યાનમગ્ન બની હોય તેમ સવળે આગળીઓ ફેરવતી, પાપણો પર ફેરવતી, વળી મો પર ફરી ફરી ફેરવતી અનિમિષ નયને તેને નિહાળી રહી, અને એકાએક પોતાનો જમણો હાથ પણ તેની ગરદનની આજુબાજુ નાખી તેની છાતી પર ડોકી નાખી તેના હૃદય પર મોજાની માફક ખળભળી રહેલા હૈયે તે બોલી કયા તો આવવુજ નહોતુ, નહિ તો તમારે જવુજ નહિ

અતિરૂપ તેને પોતાના હાથમા ટેકવી જેમ ફાવે તેમ કરવા દેતો મૂગો મૂગો ઉભો આખરે તેના કેશકલાપ પર ધીરે ધીરે હાથ ફેરવી સ્વગત બબડયો હવે થોડા વખતમાજ કબૂલશે, હા કહેશે, એમ હુ ધારૂ છુ તે મોટેથી બોલ્યો· પ્રિય અરણ્યાની, તુ કહે છે તેમ હુ તારૂ હૈયુ વિદીર્ણ કરતો નથી, પણ ઉલટુ તુજ પોતે વગર કારણે તારા આત્માને સતાપી રહી છે ખરેખર પ્રેમ અજબ છે તેના ભોગ થયલાને તે ખોટા ભયથી ગભરાવી મુકે છે અને જે ભયનુ અસ્તિત્વજ નથી તે તેને દેખાડે છે

એકાએક અરણ્યાનીએ ઉચુ જોયુ અને આશ્ચર્યમગ્ન બની તેની સામુ જોતી, હસતી સ્વગત બબડી એકજ કલાક અગાઉ આજ શબ્દો મે બબ્રૂને કહ્યા હતા અતિરૂપ બોલ્યો લે, હવે કાંઈ પણ કારણ વગર તુ હસે છે પણ શા માટે?

તે બોલી અમથીજ તે બોલ્યો શુ તારૂ ગેપ થઇ ગયલુ ભેજુ ઠેકાણે આવે છે કે રડવાને બદલે હવે હસે છે? કારણ કે મારે ખાતર આ બધુ છોડી દેવુ પડે એ વિચારે બ્હીને શા માટે ગભરાવુ જોઇએ? તુ જે છોડી જાય છે તેનાથી દશ હજાર ગણો બદલો શુ હુ વાળી આપુ એમ નથી? ત્યારે તુ શાની ગભરાય છે?

અરજ્યાની મો ઉંચુ કરી તેની આખો તરફ ધારી ધારીને જોઇ રહી છતાએ તેને કશુ જણાતુ નહોતુ કારણ કે તેનો આત્મા અત્યારે તેના નહિ પણ બબ્રૂના વિચારમા ભાન ભૂલ્યો હતો તે સ્વગત બોલી કદાચ એમ ન હોય કે બબ્રૂ તરફ જેટલો ભાવ હુ રાખુ છુ તેટલો બીજા મારા પ્રત્યે રાખતા હોય અને દરેક પ્રેમી યુગલોમા કેવળ એકજ સ્નેહાર્દ્ર હોય? તો મારા શા હાલ? ત્યા જઇને મને એમ જણાય કે જેવી રીતે બબ્રૂને મીઠી મીઠી વાત કરી મે ભોળવ્યો તેવી રીતે બીજી સ્રીને સારૂ મારા પણ એજ હાલ કરવામા આવે તો? તેના કહ્યા પ્રમાણે કરૂ તો શુ આમ નહિ બને? આ વિચારે તેને પરસેવો વળ્યો તે ધ્રૂજી ઉઠી અને એકાએક ક્ષીણ થતા ચદ્રની જેમ નિ તેજ અને ફીકી પડી ગઇ

૪

અતિરૂપે આ જોયુ તેના હૃદયમા શી શી લાગણીઓ ખળભળી રહી હતી તેની તેને સમજણ ન પડી તેને પોતાની તરફ ખેચી, વહાલથી પુન તેના કેશ કલાપ પર હાથ ફેર-

વીને મદ મદ જરે બોલ્યો અરણ્યાની, ખરેખર તું નેત્ર અને ચચલતામા મૃગલીની બ્હેન છે અને તે છતાએ કોઈ પણ રીતે એનાથી વિરુદ્ધ હોય એમ હુ ઇચ્છતોજ નથી કારણ કે શકા અને ભયથી ગ્રસ્ત બનેલા આ નયનો કરતા તારી ચચલતા ઓછી મનોહર નથી અને કદાચ તુ સાહસિક હોતે તો તારૂ શરીર મને ભાવભીનો કરવા ધ્રૂજતે નહિ અને આમ જ્યારે તને ચુમુ છુ ત્યારે આ તારા આસુ રૂપી મૌક્તિકોના લવણમાધુર્યનો આસ્વાદ લઇ શકત નહિ શાત ઉભી રહે, થોડોકજ વખત ઓ મારી મધુરી મૃગલી, અને જો તારી મરજી હોય તો થોડુક મારા હાથમા ધ્રૂજ અને શાત થા મને ફરી ખાતરી કરવા દે, કારણ કે તુ કઈ પણ ઈજા કરે છે કે નહિ, તેના વિચાર વગર જરાએ પાદડાના ખડખડાટે ભડકી ઉઠે છે હવે મને પૂછવા દે હુ કોણ છુ તે મે કહ્યુ અને તુ જે નહોતી જાણતી એવી અને તારીયે કેટલીક બાબતો જણાવી આપણે બિલકુલ અજાણ્યા નથી પણ સબધીઓ છીએ, તો પછી મારી સાથે આવવામા તારે બીવાનુ શુ કારણ? જો તુ તારા સબધીની સાથે નહિ જાય તો પછી કોની સાથે જશે? અને તે છતાએ આજ કારણસર હુ તારે સારૂ તારા પિતાને પૂછી શકતો નથી કારણ કે શુ તુ એમ ધારે છે કે કદાચ હુ જઇને કહુ તો તને આપવાની હા કહેશે? કે તને જવા દેશે? બોલ, તે કબૂલ કરશે? અરણ્યાની ધીમેથી બોલી જો, તમે કહ્યુ તે પ્રમાણે તમે ખરેખર જયનાજ પુત્ર હો તો ઉલટી મને તેના પગ આગળ

મરેલી જોવાનુ તે વધારે પસદ કરશે ત્યારે અતિરૂપ બોલ્યો એ તો તુ જુએ છે તે છતાએ આપણા માબાપ શત્રુ હતા માટે આપણે શા માટે થવુ ? એ અરણ્યાની, પેલાનુ કેમ ? તારો બબૂ તને જવા દેશે ? તે બોલી ના, કયા તો તને મારશે કે મરશે અથવા કદાચ મને પણ ત્યારે અતિરૂપે કહ્યુ એ મૂર્ખી, ત્યારે તારા મગજમા એટલો એ વિચાર નથી આવતો કે જ્યારે મારે તને બિલકુલ છોડી દીધા વગર છૂટકો નથી અને તને કોઈ જવા દે એમ નથી ત્યારે તો કયા તો તારે મારી સાથ ચાલી નીકળવુ અથવા અહિઆ પડી રહેવુ અને જ્યારે તને તેની ઉપયોગિતા સાબીત કરૂ છુ, ત્યારે તારા ઠપકા રૂપી અગ્નિમા મને તણુખલાની માફક બાળી નાખે છે ત્યારે શુ ? કઇ પણ કહ્યા વગર છૂપો ચાલ્યો જાઉ એમ તુ ઇચ્છે છે ? ત્યાર પછી જો પાછો ન જ આવુ તો તુ મને દગાખોર નહિ કહે ? અને તુ એમ સમજે છે કે તને મુકીને ચાલ્યા જવુ એ રમત વાત છે ! હુ તને કહુ છુ કે હુ તને મુકીને યે નથી જઈ શકતો તેમ થોભીયે શકતો નથી હવે તુજ કહે મારે શુ કરવુ ? બોલ, મારી મધુરી, મારી સાથે આવવામા શા માટે ગભરાય છે ? મને અજાયબી ઉપજે છે કે તને અહિઆ રહેવામા ગભગમણુ નથી થતી હુ ચાલ્યો જઈશ ત્યારે એકલી તુ શુ કરશે ? શુ તને એકલો મુકીને ચાલ્યો જનારો તારો પિતા તને મારી ગેરહાજરી માટે સાત્વન આપશે ? અથવા મારી ખોટ બબ્રૂ પૂરી શકશે ? હુ ખાતરીપૂર્વક તને કહુ છુ કે તને બન્ને એટલા અકારા

લાગશે કે તુ તારી પોતાની મેળે ગમે ત્યા નાસી જશે, અને ત્યારેજ તારી હઠ સારૂ પસ્તાશે અને વીતી ગયલી તકને માટે છેલ્લી ઘડીએ બળાપો કરશે કારણ કે તને મુકીને જઇશ પછી હુ કદી પાછો આવીશ નહિ, પરતુ મારી મૂર્તિ તને પળે પળે દેખાશે અને તે તારી જીદગીને નિરતર આહ્લાદમય બનાવવાને બદલે છાયાની માફક અનુસરી ઘોર અધારી દુખમય બનાવશે મારૂ ચિત્વનજ દુખ ઉપજાવનાર આત્મગર્હણા જગવનાર અને વ્યર્થ શોકને પ્રગટાવનાર થશે ભરસમુદ્રમાથી વિધાતાએ ખોળી આપેલા અણમોલ રત્ન, જેવા કે મધુરૂ સાહચર્ય, મિત્રતા અને પ્રેમને કેવળ કૃતઘ્નતાથી ફેકી દીધા બદલ તારી આખેજ તુ પોતાને અસહ્ય લાગશે અને દિન પ્રતિદિન તુ તારૂ લાવણ્ય ગુમાવતી જશે તુ જન્મીજ નહોત તો સારૂ અને બ્રહ્માની ભૂલ થઈ હોય તેમ તારો અત આવશે અને તારા જન્મનુ ફળ ગુમાવી, તારે હાથેજ ઉત્પન્ન કરેલા મૃત્યુના મુખમા ભયની મારી તુ આશરો શોધવા દોડશે કારણ કે એકાતમા તારાથીજ તુ નિષ્ફળ રીતે ભાગતી ફરતા તને તારી જીદગી બિલકુલ અસહ્ય લાગશે

૫

તે બોલતો હતો એટલી વાર અરણ્યાની તેની છાતી પર ડુસકા ભરતી હતી, બસ કરો, કારણ કે હવે તો હદ થઈ, એમ ન કહેતી હોય તેમ તેણે તેને હલાવ્યો તોએ તેણે પોતાનુ બોલવુ ચાલુજ રાખ્યુ જાણે તેની મરજીજ ઠેઠ સુધી ઘા

કરવાની ન હોય ! ત્યાર પછી એકાએક તે ફેરવાઇ ગયો તેના કાનમા ગણુગણુવા લાગ્યો પ્રિયે, શા સારૂ દુરાગ્રહી બની તારો અને મારો નાશ કરી રહી છે ? શુ ! તમારી દાસી છુ કહી એમ બતલાવે છે કે તુ મને ચાહે છે, અને હું જ્યા જાઉં ત્યા અનુસરવાની તો આનાકાની કરે છે ? અથવા તો શુ તને એમ લાગે છે કે તુ સ્વપ્નમા છે, છાયાને સત્ય માની રહી છે અને એકાએક જાગી ઉઠીશ અને હાથમા કઈ રહેશે નહિ અને રણુના ક્ષણિક દૃશ્યો નાશ પામતા રેતી સિવાય કશુ હોય નહિ તેમ સુખની આશાઓ કેવળ ધખારો છે એવા વિચારો તારા મનમા રમી રહ્યા છે ? તુ મૂર્ખ મૃગલીની માફક મૃગજળનો ભોગ બનવાની ખોટી બીકે ખરેખરા તળાવે પણ પાણી પીવાની ના પાડે છે ઓ મૃગલી, તુ ઘુટણુ ભર પાણીમાં હમણાં ઉભી છતા જો નહિ માને તો કદી પણ કોઇ, જળની સત્યતાની પ્રતીતિ કરી આપવા સમર્થ નીવડશે ? શુ, ભાવીમા શુ લખાયલુ છે તેની પહેલી ખાતરી કરવા, ભાવીએજ વર્તમાન બનવું ? અશકય બાબતો તુ ઈચ્છી રહી છે અને બીજી કુમારિકાઓની પઠેમ તુ ભાવી ઉપસ્થિત થયા વગર અનુભવી શકે નહિ શુ તને મારામાં વિશ્વાસ નથી ? જે પ્રેમમા વિશ્વાસ નથી તેવા પ્રેમને નવ-ગજના નમસ્કાર ! ઓ અરણ્યાની, તારો પ્રેમ પરપોટો છે, કેવળ પ્રેમનો દંભ છે, કારણકે ખરો પ્રેમ તો જેના પર પ્રેમ હોય તેના પર કેટલો વિશ્વાસ રાખવામાં આવે છે તેનાથી અંકાય છે જો ત્યારે, ઓ અવિશ્વાસી, હુ ભાવીને તારી નજર સમક્ષ ખડુ કરવા મહેનત કરીશ અને મેં તારી છદ-

ગીનો તારા વડેજ કેવી નીવડવા સભવ છે તેનો ચિતાર આપ્યો, તેવી રીતે તારે સારૂ મને જવા દઈ કેટલુ ગુમાવશે તેનો ચિતાર રજુ કરીશ

એક ક્ષણ તે થોભ્યો મુખમાથી નીકળવા તત્પર થઇ રહેલા શબ્દો પર વિચારવા લાગ્યો તે સ્વગત બબડયો મને લાગે છે કે એ ઢચુપચુ બની રહી છે અને નિશ્ચય પર આવતા ધ્રૂજી રહી છે કોઈ ફળ પડતા બીતુ હોય છતા કુદરતે તેને ખવાઇ જવા સારૂજ નિર્માણ કરેલુ છે એમ જાણતુ હોવાથી અર્ધા કમને પોતાની મેળેજ પડવા તત્પર થાય તેના જેવી એની હાલત થઇ જણાય છે અને હવે જરાકજ હલાવવાથી તે મારા હાથમા પડશે કારણ કે દરેક સ્ત્રીની માફક તે હા કે ના કહી શકતી નથી, તોએ તે રસ્તે જતા બીતી છતા આખો વખત ત્યા ઉત્કઠિત મને ગળ જબરીથી જવાનુ પસદ કરે છે હવે આકડામા ખુશામતનો ગલ લગાડુ અને પછી જોઇએ કે આ સોનાની માછલી તેની બીજી સુકુમાર, નાજુક અને રૂપેરી બહેનોની માફક લોભાઇને તે ગળે છે કે નહિ કારણકે તકલેદી અને ઉપરચોટિયો ભપકાદાર માલ તેના ભપકાથીજ ખપે છે અને ખરા સિક્કા કરતા વધુ કિમતી ગણાઈ ખોટા સિક્કાઓ વગર શકાએ ચાલ્યા જાય છે અને આની બાબતમા તો ખુશામત એ સહેલી વાત છે, કારણ કે અહિઆ તો સાદુ સત્યજ કહેવાનુ છે

આ વિચાર કરી ધીમેથી તે બોલ્યો અરણ્યાની, બોલ,

મને કહે, શુ હુ સુદર છુ ? તેની છાતીમા માથુ છુપાવતી ક્ષણ પછી તે બોલી મે જુદી જુદી રીતે હજાર વાર કહ્યા છતા શા માટે ફરી પૂછો છો ? તે બોલ્યો ત્યારે તને એમ ખ્યાલ નથી આવતો કે જે હુ તને આપુ છુ તે તુ મને આપે છે ? અને તેથી આપણે સજોડા છીએ કારણ કે જો મારૂ લાવણ્ય તારા હૃદયમા મૂર્તિ સમુ કોતરાઇ રહ્યુ હોય તો શુ તારૂ મારા હૃદયમા નથી કોતરાયુ ? તને તારા અપ્રતિમ લાવણ્યનુ ભાન નથી અને ખોટી શકાશીલ બની છે સમજતી નથી કે હુ પણ તારી સ્વપ્નવત્ આખોના જાદુનો, કેશકલાપની મધુર સુરભિનો, ઝૂલતા કેદખાના જેવા આ સુકુમાર ગોળ હાથોનો, સમુદ્રના મોજાની માફક મારા હૈયા પર ધ્રુજી રહેલી તારી છાતીના કારણે તપ્ત થતા પાદડાની માફક અણધાર્યા પડતા કરાના જેવા તારા અધરોના શીતળ ચુબનોના આસ્વાદનો પૂજક છુ, ભિક્ષુ છુ મહેશ્વર અને હિમસુતાની બીજી જોડી જેવા એક બીજા સારૂ સરજેલા શુ આપણે છૂટા પડીએ ? ના, ઉલટુ તુ જેમ અત્યારે કરે છે તેવી રીતે વેલડીની માફક ઝાડ રૂપી મને–ઝાડથી–મારાથી અભિન્ન બની હમેશને સારૂ વિટાઇ, આપણે બન્ને સાથેજ વધીશુ, મોટા થઇશુ અને તુ અધકારથી ડરે છે, પણ હુ તારી નિશા અને અધકાર થઇશ. મારી રેખા સમી ઇન્દુકળા ! એ ચદ્રિકા, રાત્રિ વગર તુ શુ કરશે ? અથવા શુ તુ પોતાને, ‘હુ કુસુમ હતી’ એમ કહેતી હતી ? સારૂ, ત્યારે તુ મારૂ નીલોત્પલ થજે અને હુ તારૂ સરોવર બનીશ. તેમા તુ તારો

પડછાયો, તારી છબી જોઇ આનદ પામીશ. અથવા તો, જો તારી મરજી હશે તો હુ નદી બનીશ અને તુ તેના હૃદય પર તરતુ રૂપેરી હસ બનશે શુ ! આથી સુદર વસ્તુથી અદ્ભુત થવા ઇચ્છી રહેલી નદીની આકર્ષકતા, લાવણ્ય તેના જલ પર તરવાની ના કહી ખુચવી લેશે ? અથવા તો એનાથી વધારે સુદર, તુ આબાનો મોર થશે તો હુ તારી ઉન્મત્ત કોકિલા બની, મધુરી શરમાલ સુરભિની ઉન્માદકરિણી સુરાને લૂટયાજ કરીશ અરે, તારા વગર તો હુ સુરા વિનાની સોનાની સુરાહી મુજ સરખા મહાસાગરનુ તુ લવણ અને મારી છીપની અદરનુ મોતી, અને તારાથી હુ શ્રી અને લાગ્ય લક્ષ્મી યુક્ત ખરેખર બીજો વિષ્ણુજ બનીશ તુ તો મારો અર્થ અને આત્મા છે તારા વગર શબ્દની માફક હુ કેવળ અર્થહીન બની જઇશ ના, ના, ઓ પ્રિયે, કાળના મોજા પર છૂટા પડી જવા અચાનક મળેલા રખડતા પ્રાણીની માફક નહિ, પરતુ જીવનની સ્ફટિક સમી નિર્મળ સરિતામા કનકના નાવમા ઘસડાતા, કશે પણ છાછરા પાણીને અડ્યા વગર કોઇ કોઇ વખત રૂપેરી હલેસાથી હકારતા, અને કોઇ વાર દક્ષિણની મદ સુરભિયુક્ત મલય પર્વત પરથી વાઇ રહેલી અને ચદનથી સુગધિત બનેલી પવન લહરીને આકર્ષવા નીલ લોહિત સઢને ફરકાવતા અને મૃત્યુના ખુલ્લા મહાસાગરમા સાથે વહી જઇએ ત્યા સુધી અદૃષ્ટ રીતે કલાકોના કલાકો વીતાવતા રાજા અને રાણીની રમત રમી રહેલા બે બાળકોની માફક આપણે સાથે રહીશુ

૬

અરણ્યાનીને કરયુગલમા રાખી વહાલભર્યા દબાણથી પોતાના સ્વરથી પ્રતીતિ કરાવતો તે બોલ્યો જતો હતો, એટલામા એકાએક તે તેના હાથમા છૂટી એકલીજ દૂર જઇ, રણ તરફ જોતી મૌન ધારણ કરી ઉભી રહી, અને અતિરૂપ કુતૂહલપૂર્ણ, અર્ધ ધ્યાનશીલ અને અર્ધ વિકારી નયને સ્થિર ઉભો રહી તેને નિહાળી રહ્યો તે સ્વગત બોલ્યો જવાની કે રહેવાની ઇચ્છાથી નહિ, પણ જવા કે રહેવાને નારાજ અને અશક્ત હોવાથી તે કશુ નક્કી કરી શકતી નથી અને તેની મધુરી મુઝવણની વેદનાનો કોઇ નિર્ણય કરી આપી એને નિર્ણય કરવાના ત્રાસમાથી ઉગારી લે એમ તે કરગરી રહી છે અને અસ્થિર અને ભ્રમિત બની ઉંચા ખડકની કિનાર પર પ્રતિ પળે પડુ પડુ એવી હાલતમા તે ઉભી છે એક વાગ જેટલો ભાર પાસુ ફેરવી નાખશે તે ધીમે ધીમે તેની પાસે આવ્યો અને થોડી વખત રહીને બોલ્યો ઓ પ્રિયે, શુ તુ ભૂલી ગઇ કે હમણા આ સઘળુ જે છોડે છે તેને હમેશને માટે છોડવાનુ નથી ? કારણ કે તારી મરજીમા આવે એટલી વખત અહીં આવતા તને કોઇ રોકે એમ નથી પરતુ એતો પહેલાની માફક પૂઠ કરી ઉભીજ રહી અને કશો જવાબ આપ્યો નહિ

ફરી એકવાર તેણે કહ્યુ અરણ્યાની, હુ કહુ છુ તે સાભળે છે ? હુ આ જગલને હમેશને માટે છોડવાનુ નથી કહેતો

તે એક ક્ષણ થોભ્યો આખરે તે ન હાલી કે બોલી ત્યારે તેણે કહ્યુ ત્યારે તો તે નક્કીજ કર્યું છે અને મને એકલોજ પાછો મોકલવા નિશ્ચય કર્યો છે ત્યારે હવે મારે ચાલ્યા ગયા સિવાય બીજો ઉપાય નથી મારી મરજી હોય કે નહિ પણ મારે ચાલ્યાજ જવુ જોઇએ કારણ કે મારૂ રાજ્ય સુનુ પડયુ છે અને મારો રસાલો મને રણ ઓળ-ગાવી લઇ જવા નીચે ટેકરીની તળેટીમા ઉભો છે થોડો વખત મને જગલમા યાદ કરજે અને કદાચ આપણા મૃત સુખના ભૂતને જલાજલિ આપજે કારણ કે આ જગલમા તો હુ રહી શકુ નહિ, અને જો તુ મારી સાથે નહિજ આવે તો પાછા આવવાથી શો લાભ? માટે મારી સામુ છેલ્લી વાર જો અને હુ જઇશ અને તુ મને પછી કદિ નહિ જુએ

તે ફરી તેના તરફ હાથ લબાવી જાણે કરગરતી હોય તેમ એક પગલુ વધી એકાએક તે ભ્રમિત થઇ અને જો તેણે પોતાના હાથમા ન પકડી લીધી હોત તો પડી જતે ભાગ્યેજ સાભળી શકાય એવા સ્વરે તે ગણગણી જો તમારે લઇજ જવી હોય તો લઇ જાઓ અને તેયે જલદી, કારણ કે બીજીજ ક્ષણે મને લાગે છે કે મારૂ હૃદય વિદીર્ણ થઇ જશે

બીજીજ ક્ષણે તે તેના હાથમા બેભાન બની ઉભી ઢળી પડી.

એક પળ અતિરૂપ તેને જોતો ઉભો અર્ધ અનિશ્ચિત સ્વરે તે સ્વગત બોલ્યો ત્યારે બધુ પતી ગયુ હુ જીત્યો અને તે તાબે થઇ મારી થઇ છે તે છતાએ કોણ જાણે કેમ આ ક્ષણે દયાનો ભાવ હુ અનુભવુ છુ અને મારા મધથી મિશ્રિત કોઇ મધુમક્ષિકાનો કોઇ દિવસ પહેલા નહિ અનુભવેલો ડખ મને લાગતો હોય તેમ થાય છે કારણ કે આખરે તે મારી સગી છે અને તેની ભૂલ જણાતા તે શુ કરશે ? અને તોયે જે થવાનુ હતુ તે થઇ ગયુ છે અને હવે કશુ વળે એમ નથી કારણ કે મને એમ લાગે છે કે થોડા વખત પછી તે મારી સાથે આવે કે ન આવે તોયે તેનુ હૈયુ ચૂર્ણ થઇ જશે

ત્યાર પછી તેને ઉચકી ઝાડીમા થઇને ઝડપથી તે ટેકરી પરથી નીચે ઉતરી પડયો



# અરણ્ય અને નિશા.

## ૧

રાત્રિ પછી દિવસ અને દિવસ પછી રાત યથાક્રમ વીતવા લાગ્યા સુદનો ચન્દ્ર ખીલ્યો અને વદમા ક્ષીણ પણ થઇ ગયો અને રોજની માફક સૂર્ય ઉગતો, અને રેતીની પેલે પાર અસ્તાચળમા ડુબે ત્યા સુધી શનૈ શનૈ મુસાફરી ચાલુ રાખતો આખરે, એક દિવસ અસ્તાચળ તરફ ઉતરવાની તૈયારી કરતો હતો તે સમયે એવુ બન્યુ કે બબ્રૂ, અરણ્યાની ગુમ થઈ તે દિવસે છેલ્લી વખત તેને જે જગલમા મળ્યો હતો તેજ જગાએ સૂર્યાસ્ત નિહાળતો એકલો બેઠો હતો અને અજબ ! જો કે વખત થોડોજ વીત્યો હતો છતા તેનામા ઘણો ફેર પડી ગયો હતો વર્ષોના વર્ષો વીતીને તેને વૃદ્ધાવસ્થાની કરચલીઓ એકાએક આવી ગઇ હોય એમ જણાતુ હતુ કારણ કે જાણે શોક અને ચિન્તા જેવા અદેખા હરીફોથી કાઢી મુકાયલી હોય તેવી નિદ્રા તેની રક્ત અને ઉડી ઉતરી ગયલી ચક્ષુઓમાથી અદૃશ્ય થઈ હોય એમ જણાતુ હતુ અને વિષાદ, ક્ષીણતા અને ઘસારાની મૂર્તિજ હોય તેવો તે દેખાતો હતો સૂર્ય અસ્ત થવાની અણી પર હતો અને તે

જોઇ તે સ્વગત બબડયો એ તો મને રસ્તો દેખાડે છે, અને હવે આ જન્મનુ કાર્ય પૂર્ણ થયુ છે એટલે વગર વિલબે દેહ ત્યાગી, એને અનુસરીશ કારણ કે આત્માથી ત્યજાયલા, ખાલી પડેલા, બિલકુલ ભૂલાયલા અને તિરસ્કૃત થયલા આ કમનસીબ દેહનો હવે શો ઉપયોગ છે ? આત્મા કયા ગયો કે કયા શોધવો તેયે ખબર નથી અરણ્યાની ખરે મૃત્યુ પામી છે અથવા ફરી આવી શકે એવી સ્થિતિમાજ નથી એવી જો મને ખાતરી થાય તો કયારનોયે આ દેહ આનદથી મે છોડયો હોત કેવળ એના પુનરાગમનની આશાએજ હુ જીવતો રહ્યો છુ અફસોસ ! એ જીવે છે કે મરી ગઇ તેની મને જરાએ ખબર નથી અને તે છતાએ એમ તો બનેજ નહિ, એ મરી નથી ગઇ અને તો પણ મને કશે જડતી નથી કારણ કે આ જગલના પાદડે પાદડા સો સો વખત ઉથલાવી ઉથલાવી જોયુ અને એક પાદડુ ઉથલાવવુ બાકી નથી રહ્યુ તોએ બધુ નકામુ છાયાની નિશાનીયે મુકયા વગર સ્વપ્નની માફક એ અદૃશ્ય થઇ ગઇ છે મધ્યાહ્નના તાપે સુકાઇ ગયલા રક્ત કમળ પરના ઝાકળના બિદુ જેવી એ છે કેવળ સવારે જોયુ હોય તેજ સ્મરણ કરી કહી શકે, કે તે અમુક જગાએ હતુ કેવી રીતે ગઇ, કયા ગઇ, કોઇ ઉપાડી ગયુ કે બળાત્કારે લઇ ગયુ અથવા કોઇએ મારી નાખી કે તેનાથી વધુ, અત્યાચાર કર્યો અને કોણે કર્યો તે કશાની મને ખબરજ નથી અને અફ- સોસ ! હુ એને મુકીને ગયો ત્યારેને એમા મારોજ વાક છે.

કારણ કે પક્ષી પોતાની બાજુમાજ સિચાણાનો પડછાયો જોઇ ભાગે તેમ હુ ભયને આવતો જોઇ ગભરાયો એને મે એકલી મુકી અને હવે બેશક પાછી તેને નહિજ જોઇ શકુ ત્યારે શા માટે ખોટી થાઉ છુ, શા માટે બીજા દિવસની રાહ જોઉ છુ ? પણ કદાચ જીવતી હોય અને પાછી આવે તો ! તો મરી જવાથી કેટલી મોટી ભુલ કરૂ ! અને જો મરીજ ગઇ હોય તો ? અફસોસ ! મરીજ ગઇ હોય તો મારી જીદગી કેવળ વખતનો દુરુપયોગજ છે અને તોએ રખે પાછી આવશે એ બીકે મરવાની હિમત કરી શકતો નથી

એકાએક તે અટકયો તે બબડતો હતો તેવામા કોઇ અવાજ તેના કાને પડયો તે સાભળી રહ્યો અને બોલી ઉઠયો જગલમા આવતા ઘોડાઓની ખરીઓનો અવાજ સભળાય છે નિરાશાના વમળમા તણખલા સમી આશા ઉદ્ભવતા તેનુ હૈયુ ધડકી રહ્યુ હતુ તેની માફક તે ચમકી ઉઠયો તે સ્વગત બોલ્યો આ વખતે જગલમા ઘોડા શા માટે આવ્યા હશે ? અવાજ આવ્યો તે દિશા તરફ અદ્ધર જીવે જોતો તે ઉભો એટલામા કોઇ સ્વાર એકાએક ઝાડીમાથી નીકળી તેની સામે આવી ઉભો, તેની પાછળ બીજા સ્વારો પણ હતા તેની પાસે પહોચતા તેઓ થોભ્યા તેમનો નાયક ઘોડા પરથી ઉતર્યો અને લગામ પકડી તેની પાસે આવ્યો

બબ્રૂ તેનો ચહેરો જોતાજ ચમકયો અને આશ્ચર્યથી

સ્વગત બોલ્યો હા ! અરે ! આ તો ઝાડીમા છૂપાઇ રહેલો તેજ ચહેરો ! અને એકાએક ઘાટો પાડી તે બોલ્યો હા ! ત્યારે તુજ હતો, હુ ધારતો હતો તેમ તુજ ચોર છે

ચમૂ ખડખડાટ હસી પડી બોલ્યો ઓ કઠિયારા, જરા ધીમે બહુ ઉતાવળો ન થા, તારી ભૂલ થાય છે અને અપ-માન કરે છે તુ કહે છે તેમ આપણે પહેલા મળ્યા હતા એટલીજ વાત ખરી તે છતા એ તુ મને અન્યાય કરે છે કારણ કે હુ ન્હોતો પરતુ મારા માલીક રાજા અતિરૂપ હતા અને એને પણ ચોર કહી તુ તારૂ જગલીપણુ દેખાડે છે કારણ કે તારી સુદરીને તે ઉઠાવી નહોતા ગયા પરતુ તેનીજ મરજીથી થોડા વખતને સારૂ સ્વીકારી હતી અને મારી હસ્તક તેને પાછી મોકલી છે અને તે આ રહી.

તે ફર્યો, અને અરે ! તેઓએ અરણ્યાનીને જમીન પર ઉતારવા ઘોડા પરથી ઉઠાવી વજ્રપાતથી ઘવાયો હોય તેમ તેની તરફ જોતો બબ્રૂ ઉભો હતો, એટલામા ચમૂ ફરી બોલ્યો ઓ કઠિયારા, મને ગાળ દેવાને બદલે મારો ઉપકાર માન કારણ કે જો, આખુ રણ પસાર કરી તેને પાછો તારી પાસે લાવ્યો છુ મારી જગ્યાએ બીજો હોતે તો અધવચમાજ મુકી દેતે કારણ કે અહિઆ આવવાની તેની મરજીજ નહોતી અને તેથી ભારી કટાળો ઉપજાવે એવો ભાર મારે લાવવો પડયો એને તો ત્યાજ મરી જવુ હતુ, માટે તુ જુએ છે તેમ મને અને અતિરૂપને પણ ચોર કહેવામા ભૂલ કરી રહ્યો છે, કારણુ કે પાછી એ અહિઆ આવી છે અને સ્ત્રીઓ અનાડી હોય

છે અને બધો વાક તેમનોજ છે, કારણુ કે મધ પર માખીઓ બણુબણે તેમ પોતાની મરજીથીજ તેની કને ટોળે ઉભરાય છે પરતુ પોતે હજારોમાની એક છે એમ જ્યારે આ સુદરીને જણાયુ ત્યારે એ એટલી બધી રીસાળ અને ચીઢીયણુ બની ગઇ કે મહારાજ એને વધારે વાર પોતાની પાસે રાખી શકયા નહિ અને ઓ કઢિયારા, હવે તને તે શ્રેષ્ઠ પત્ની તરીકે થશે કારણુ કે તે કળામા અનુભવ લઇ કઇક પાઠ શીખી છે અને ગઈ હતી તેનાથી વધારે ચતુર બનીને આવી છે પોતાનો ધધો શ્રેષ્ઠ નિશાળમા શીખવાથી અને રાજાના ચુબનોનો આસ્વાદ લેવાથી ઉલટી બગડી નથી, પણુ સુધરી છે તારા બીજા છોકરાઓ કદાચ તારા જેવા કદરૂપા થશે પણુ તારો મોટો છોકરો તો રૂપરૂપનો ભડાર થશે અને યાદદાસ્તિને ખાતર તેની મા જો તેનુ નામ અતિરૂપ પાડે તો કઇ વાધો નહિ, કારણુ કે એકવાર રડતી બધ થશે એટલે તેના જેટલોજ તને ચહાશે

આ બધુ ચમૂ બોલ્યો જતો હતો પણુ બભ્રુનો આત્મા દયા, ત્રાસ અને અજાયબીમા ડુબી ગયા છતા તેના પાછા આવવાથી આનદે એટલો બધો ઉભરાઇ જતો હતો કે તેમા એક ટીપા જેટલા ગુસ્સાની યે જગા નહુતી તે ચમૂની સામુ ટગર ટગર જોવા છતા ભાગ્યેજ જોતો હતો તેના કાનો તેનુ બોલવુ ભાગ્યેજ સાભળતા હતા અને તેનો આત્મા કશુ સમજી શકયો નહિ અરણ્યાની તરફથી ચમૂ તરફ અને ચમૂ તરફથી તેના તરફ જોતો ઉભો હતો, તેટલામા ચમૂ ઘોડા પર બેસી



અરણ્યાની તરફથી ચમૂ તરફ અને ચમૂ તરફથી તેના તરફ જોતો ઉભો હતો

૫૪ ૭૬

Lakshmi Art, Bombay, 8

બીજા સ્વારો સાથે પાછો ફર્યો અને પોતાને રસ્તે પડયો

૨

ભીંત પર ચિતરેલા ચિત્રની જેમ તેમના ગમન તરફ ભાગ્યે નજર કરવાની દરકાર કરતો બભ્રુ અરણ્યાનીને ધારી ધારીને જોતો જયા હતો ત્યાજ સ્થિર થઈ ગયો જોતા જોતાં હૃદયના ઉંડાણમા દયાથી આર્દ્ર બનતા તેની આખોમા ઝળ ઝળીયા ભરાઈ આવ્યા કારણ કે જેવી હાલતમા તેઓ તેને મુકી ગયા હતા તેજ પ્રમાણે અર્ધી વળી ગયલી, મરી ગઈ હોય તેવી દેખાતી તે પડી હતી અને તેના તરફ ફરી પડેલુ વદન છેલ્લી વખત જોયુ હતુ તેના કરતા ઘણા ફેરફારો તેમા થઇ ગયા હતા અને તેને બિલકુલ નવીન લાગવા માડયુ કારણ કે જુવાની અને આનદ અદૃશ્ય થઇ શોક, ભમણા, શરમ, માનભગ, શ્રમ અને નિરાશાનુ કુરુક્ષેત્ર બન્યુ હોય તેવુ તે જણાતુ હતુ વલ્કલ વસ્ત્રોનુ સ્થાન કિમતી વસ્ત્રોએ લીધેલુ હોવા છતા તે પણ અવ્યવસ્થિત, અને મેલા થઈ ગયલા હતા અને તેના વાળ આત્માની અદર થઈ રહેલી અવ્યવસ્થા અને મથનનુ અનુકરણ ન કરતા હોય શુ, તેમ વિખેરાઇ, અસ્તવ્યસ્ત બની માથા પર ફરફરી રહ્યા હતા, તે છતાએ તેની આખે તે પહેલા કરતા વધારે સુદર જણાતી હતી જોતા જોતા તેની સુદરતાથી તે વ્યાકુલ બન્યો, કારણ કે બાહ્યરૂપને અનુકૂલ ફેરફારો તેના આત્મામાએ થઈ ન ગયા હોય શુ, તેમ તે પહેલાના જેવી બિલકુલ રહી

નહોતી ભયે અને કઇ થશે એ ભણકારે તેની તરફ જોતા બબૂના અગ પરના રૂવે રૂવા ખડા થઇ ગયા

ભાનભૂલો બની, એકીટસે નિહાળતો, આશ્વાસન આપવા ઉત્સુક થઇ રહેલો, પણ ભયથી એક અક્ષર પણ ન ઉચ્ચારી શકતો તે મૂગો મૂગો જોઇ રહ્યો ભારે દુ ખ થતુ હોય તેમ અવારનવાર ધીમે ધીમે શ્વાસ લેતી અને એમ ને એમ તેને લાબા વખત સુધી અવાક્ પડેલી જોઈ તેને ભય લાગવા માડયો ઘણીવાર પછી આખરે તે પાસે આવ્યો અને ભય અને લાગણીથી ભરેલા અવાજે બોલ્યો એ અરણ્યાની, અફસોસ ! તને કઈ થાય છે ? અને શુ તુ એમ ધારે છે કે તને આમ દુ ખી થતી હુ જોઇ શકુ છુ ? કઇ નહિ, કઇ નહિ, ગમે તેમ તું પાછી આવી છે અરે ! ધિક્કાર પડો મને તારા બધા દુ ખનુ કારણ હુજ છુ, કારણકે હુ સમજ્યો છુ કે તને મુકી જવામા મે ભૂલ કરી હતી પણ કઈ નહિ તુ વખતસર પાછી આવી છે એક દિવસ પણ વધારે રહી હોત તો હુ સહન ન કરી શકતે રોજ ને રોજ હુ તારી રાહ જોતો અને રોજ ને રોજ હુ નિરાશ થતો આખરે મે ધાર્યુ કે તુ મરી ગઇ હશે દરેક રાત્રિ આગલી રાત કરતા લાબી અને ભયકર લાગતી હતી જગલના ખૂણા અને ખાચરા તપાસી વળ્યો પણ તુ મને મળી નહિ અને હવે જો ! તુ મારી આખ આગળ છે એમ માનવુ મુશ્કેલ પડે છે અને હવે ફરી એક વખત શોક મિશ્રિત હર્ષાતિશયે મરવા તૈયાર છુ તે છતાએ હુ કબૂલ કરૂ છુ કે જ્યારે તુ દુ ખી થઇ

રહી છે ત્યારે હુ આનદ લહી શકુ એટલો બધો સ્વાર્થી બન્યો છુ આહ ! તારા દુ ખમા ભાગ લેવા, તેને મારે માથે લઇ લેવા, બોલ, બોલ, મને કહે, હુ શુ કરૂ ?

બોલતા બોલતા તે વાકો વળ્યો અને જોયુ તો એક અશ્રુ બિદુ એકાએક તેની આખમાથી સરી નીચે પડયુ, પણ ન તે હાલી કે ન તે બોલી વળી પાછો અચકાતો અચકાતો અને મહા મહેનતે બોલ્યો શુ તુ એમ ધારે છે, ખરેખરજ શુ તુ એમ ધારે છે કે તુ મારી આખે દોષિત છે ? તારા અદ્દભુત લાવણ્યથી ખેચાઇ આ લુચ્ચાઓ આવીને લઇ ગયા તેમા શુ તારો વાંક ? કોઈ મુસાફર કમળને જોઈ તેને ચૂટે અને ક્ષણવાર પોતાના વાળમા પહેરે અને પછી પગ તળે છુદાવા ફેકી દે, તેમા શુ કમળનો વાક ? અફસોસ ! હુ તારો નહિ પણ મારોજ વાક કાઢુ છુ અને હુજ દોષ પાત્ર છુ અને ઉલટુ અત્યારે તારી સાથે રડવુ જોઈએ તેને બદલે તને ગમે તેમ પાછી આવેલી જોઈ હુ હરખથી એટલો બધો ઉન્મત્ત બની ગયો છુ કે આ ક્ષણે દેહ છોડી દઈશ એમ મને લાગે છે અથવા શુ તને એવી બીક લાગે છે કે રખે હુ સવાલો પૂછીપ્રછી તને મહેણા ટોણા મારી દુ ખ દઇશ ? આહ ! ના, સાભળ ત્યારે, હુ તને કહુ તારી મરજી હોય તો, જે જે બની ગયુ તે સ્વપ્નુજ હતુ અને તેમાથી તુ જાગી ઉઠી છે એમજ તારે સમજવુ અને હુ, જાણે જાણતોજ નથી તેમ તારી માફક બીલકુલ ભૂલી જઇશ અને એ તો કયારનુ દટાઈ ગયુ અને જાણે કઇ બન્યુજ ન

હોય તેમ લુપ્ત થઈ ગયુ છે

જાણે પોતે ગુન્હેગાર હોય અને તેની માફી ચહાતો હોય તેમ તે પાછો વાકો વળ્યો તેના શબ્દો અરણ્યાનીના હૈયામા છૂરી ભોકતા હોય તેમ તેની આખમાથી શ્રાવણ ભાદ્રવો વહી રહ્યા હતા પણ તોએ તે ન હાલી કે ન ચાલી કરગરતો હોય તેમ ફરી એકવાર તે બોલ્યો અરણ્યાની, તને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે મારા નસીબમા શુ સુખ છે? જો ! તુ ક્ષુભિત થઇ રહી છે અને થાકી ગઇ હોય એમ જણાય છે અને હવે જો તારી મરજી હોય તો તને ઘેર લઇ જાઉ કે ઉચકી લઉ અને ત્યા આજે રાતે, આવતી કાલે અથવા તારી ઇચ્છા હોય ત્યા સુધી બીલકુલ ખલેલ પામ્યા વગર સૂજે અને તેટલો વખત હુ તારા હુકમ મુજબ તુ કહેશે તે કરીશ, તારે મારૂ ખોરાક લાવી આપીશ અને બહાર બેઠોબેઠો તપાસ રાખીશ અને સૌથી વધુ ધ્યાન તો બીજો કોઈ નવો હુમલો નહિ કરે તે પર આપીશ કોઈ પણ માણસ હવે તને હેરાન કરવા પ્રયત્ન કરશે તો તેનુ નક્કી આવી બન્યુ, પછી જોજે કે તેના કેવા ભોગ લાગે છે ! અને એવીજ રીતે મને તારા નોકર તરીકે ગણી તારી ઇચ્છા મુજબ રહેજે અને થોડાકજ વખતમા અત્યારે તને ડખી રહ્યુ છે તેની સ્મૃતિયે તારા આત્મામાથી ભુસાઈ જશે અને તને શરમાવે કે તારા આત્માની શાતિનો ભગ કરે એવુ કોઇ નહિ હોય અને તારો બાપ તો, જ્યારે તુ ગુમ થઈ ગઇ કે તરતજ હુ લઈ ગયો છુ એમ ધારી મારી પાસે

આવ્યો મારો ગુસ્સો જોઈ તરતજ તેની ખાતરી થઈ કે તેની ભૂલ થાય છે તે પછી એકાએક તે બોલી ઉઠયો મા અને દીકરી, મા અને દીકરી જય તરફથી અધારામા આ બીજો ઘા તે શુ કહેવા માગતો હતો તે હુ સમજી શકયો નહિ પણ હુ એમ ધારૂ છુ કે એથીજ એનુ હૈયુ ચૂર્ણ થઇ ગયુ અને એક બે દિવસ રહીને તે મરણ પામ્યો

૩

એકાએક વિદ્યુત્‌ના ચમકારની માફક કારમી ચીસ પાડી અરણ્યાની ઉભી થઈ ગઈ ચીસ સાભળતાજ બબ્રૂના હોશ કોશ ઉડી ગયા દુ ખના માર્યા તેણે છાતી માથા કુટવા માડયાં અને ધનુષ્યમાથી બાણ છૂટે તેમ ઝુપડી તરફ દોડી વળી બીજીજ ક્ષણે તે એકાએક પાછી ફરી અને હરણીની જેમ સામી દિશાએ દોડવા માડયુ બભ્રૂ સડકજ થઇ ગયો સ્વપ્ન-માથી ઝબકયો હોય તેમ તેની પાછળ પડયો તેને પકડી પાડી અને ખભે હાથ મુકી કહ્યુ કયા જવુ તે જોયા વગર કયાં દોડાદોડ કરી રહી છે?

કોઈ પોતાને અડકે છે એમ લાગતાં તે અટકી અને એકાએક પાછી ફરી ભયગ્રસ્ત બની હોય તેમ તેની સામુ જોઇ રહી વ્યગ્રતા અને આશ્ચર્યમગ્ન આખોથી ટગરટગર જોતી ગાડી બની ગઇ હોય તેમ ખડખડ હસી પડી ને બોલી. હા? બભ્રૂ તુ છે? પણ હુ તો તને મારી પાછળ જંગલમા મુકી

આવી છુ તુ પણ હા! હણાયલો, ત્યજાયલો અને તિરસ્કૃત થયેલો દેખાય છે આવ ત્યારે, આપણે બન્ને જલદી છટકી જઇએ તેનો હાથ પકડી જોરથી તે તેને ખેચવા લાગી તે એકદમ મદ સ્વરે એટલુ ઝડપથી બોલવા લાગી કે બોલતા બોલતા શબ્દો ખવાઇ જવા લાગ્યા તે બોલી ગરીબડા બબૂ, તુ કદરૂપો છે તેથી તે તને ચાહી ન શકી પણ તે એ ભુલી ગઇ કે પોતે પણ કદરૂપી હોવાથી તેને કોઇ ચહાય એમ નહોતુ પણ તે એટલો સુદર, એટલો મનમોહક, એટલો રૂપવાન હતો કે તને ભૂલાવામા નાખી તેની સાથે તે ચાલી ગઈ તેને સ્વપ્ને પણ ખ્યાલ ન આવ્યો કે બીજી સ્ત્રીઓ તેના જેવીજ મૂર્ખ હતી આહ! બીજી સ્ત્રીઓ કેટલી બધી અને કેવી નિર્દય! બબૂ, તેના ગયા પછી જગલ સુનુસુનુ લાગતુ હતુ? ગરીબડા કદરૂપા બબૂ, તુ જગલમા એકલોજ હતો ત્યારે અમે એક બીજાને શહેરમા ચુબન કરી રહ્યા હતા ચુમતા ચુમતા, ઓ બબૂ, તે તને જગલમા બેઠો બેઠો રડતો જોતી હતી તારા પર તેનો થોડોકજ સ્નેહ હતો તને યાદ આવતુ હતુ? પણ શહેરમા તુ એકાએક ફૂટી નીકળશે તેની તેને વારવાર બીક રહેતી હતી પણ બનવા જોગ છે કે તે કયા ગઇ તે તુ જાણતો નહોતો તે તેને મારી નાખ્યો હોત બબૂ, તેની પાછળ તુ કેમ ન દોડયો? પણ તને અદર દાખલ થવા દીધો નહોત ગરીબડા બબૂ, તુ એટલો બધો કદરૂપો છે આખો દિવસ તુ મહેલની આજુબાજુ બહાર ને બહાર આટા માર્યા કરત અને તેટલી વખત તે તારા કમળને ઉપરથી ચૂમી અદરથી તેના હૈયાને કચડી રહ્યા હતો

અને તે છનાએ તે તેની પિતરાઇ અને રાજપુત્રી હતી. હા ! બબ્રુ, આ વાતથી તુ અજ્ઞાત હતો, તને ખબર નહોતી પરતુ ત્યા બીજીએ કેટલી બધી એક સરખી સ્ત્રીઓ હતી તે સઘળામાથી તેને શુ તુ શોધી શકયો હોત? તેની આખો, તેની ચક્ષુઓ જુદીજ હતી તેની આખો ઘેરાયલી અને ચુબનો બરફના કરાં જેવા હતા ખરેખર સરવાળે, જગલમાજ સારૂ હતુ ત્યા કોઇ બીજી સ્ત્રી નહતી તને સ્વપ્ને પણ ખ્યાલ હતો, બબ્રુ કે તુજ એકલો અપમાનિત કરાઇ, અને કલકિત કરાઈ કાદવમા રગદોળી ફેંકી દેવાયો છે ? પણ આ સરવરીઆઓજ તને તુ કદરૂપો છે, તુ કેટલો બધો કદરૂપો છે અને તે કેટલી બધી સુદર છે એ શીખવવાને પૂરતા હતા તેના કરતા વધારે સારૂ તેને સારૂ તે ધાર્યું હતુ ? પોતેજ સ્નેહને સારૂ નાલાયક તો તે તારા પર સ્નેહ કેવી રીતે દાખવી શકે? અને એ તો વનમાં ભુલા પડેલા કામદેવ જેવોજ હતો પણ ઉલટુ તે ભૂલી પડી. તેને તો તેનો રસ્તો બરોબર ખબર હતો આખો લાડવો પોતાનેજ સારૂ તે કેમ રાખી શકાય? કૂરલોચના રમણીઓથી શુ જગત્ છલાછલ ભરેલુ નથી ? ઓ બબ્રુ, એકના કરતા બીજી વધારે સારી છે, એવો મૂર્ખ વિચારજ તે શામાટે કર્યો ? તે આખો પોતાનોજ છે એમ ધારી રહી હતી તેજ તેની મૂર્ખાઈ હતી? ઓ બભ્રૂ, એની તોલે તુ કઇજ નથી તુ બહુજ ખરબચડો, બેઢગો અને મલિન છે અને તે કોઇ પણ સ્ત્રી કરતાં વધારે સુદર છે. તે કેટલો બધો નમ્ર અને કેટલો બધો માયાળુ, અને તેના ચુમ્બનો કેટલા બધા મધુર હતા ના,ના, બભ્રૂ ઉલટો માયાળુ

હતો અને એ તો સર્પ જેવો હતો હુ કહુ છુ તે સાભળ જ્યારે બીજાના અધરો વચ્ચે આવે એટલે તેજ ચુબનો જેટલા મધુર તેટલાજ પરિણામે કડવા, દુ ખદાયક તારા પોતાના અને તેના અધરો વચ્ચેનો ફેર તુ સમજે છે અને તેના અધરો તો જાણે હજારો માખીઓથી ચુમાયલુ ફૂલ એ બબ્રૂ, જ્યારે તારા પોતાનાજ અધરે ચુબનાસ્વાદ લીધો નથી તો તેમા તુ શુ સમજી શકે? લે મને ચુબન કર ગરીબડા બબ્રૂ, કે બીજી માખીઓના મધથી ચીકણા બનેલા અધરના ચુબનનુ ઝેર શુ, તે તુ અનુભવે શીખશે

૪

શોક, અપમાન, કરુણા, આશ્ચર્ય અને ઝરણાના નીરની માફક ખળખળ વહેતા ભાગ્યાતૂટા શબ્દોના પૂરમા તણાઇ બેભાન બન્યો હોય તેમ બબ્રૂ ભયગ્રસ્ત બની એકીટસે જોતો સાભળી રહ્યો એકાએક તે અટકી અને પોતાનો હાથ તેના હાથ પર મુકયો સ્પર્શથી તે ચમકયો ઉભી ઉભી સળગી જતી હોય તેમ તે ધગધગી રહી હતી અશ્રુધારા તેના વદન પરથી વહી રહી હતી, છતા સ્મિત કરી બોલી બબ્રૂ, તને ખબર છે કે અરણ્યાની ઉત્તમ વૃક્ષને ટેકે વધેલી વેલી હતી? અત્યારે તો તે વૃક્ષ અદૃશ્ય થઈ ગયુ છે કોણ જાણે? ખરે-ખર તે અદરથી પોલુ અને ખવાઇ ગયલુ હતુ અને હુ ધારૂ છુ તેમ કીડીઓએજ ખાઈ ખાઈ ખાલીખમ બનાવી

દીધું હોવું જોઇએ બહારથી એ એટલુ બધુ સુદર અને આકર્ષક દેખાતુ હતુ કે ખરેખર ગરીબડી બિચારી વેલડી ક્યાથી જાણી શકે કે તે અદરથી આટલુ બધું સડેલુ, વાસ મારતુ અને ભયકર હશે એકાએક અદર જોતાજ મને અહિઆ ઝટકો લાગ્યો એમ બોલતા તેણે પોતાના બન્ને હાથ છાતી પર મુકયા અને ધ્રૂસકા ભરવા લાગી વળી પાછી તે હસવા લાગી અને બોલી એઇ! એ તો મોતી હતી, હસ હતી અને બીજુ કેટલુયે હતી, અત્યારે મને કશુ યાદ આવતુ નથી પણ હમણા તો ભાગેલા માટલાની માફક કેવલ અર્થ-હીન છે અને કનકનુ નાવડુ મહાગાગરની છાયા પણ જોયા વિના નાશ પામ્યુ છે બજૂ, બધુ હડહડતુ જુઠાણુ હતુ પાષાણુની જેમ શાત જળમા ડુબી ગયલુ તે ઠેર ઠેર બાકોરા વાળુ નાવડુ હતુ સડેલુ, હલકટ, અને અન્ય અસખ્ય સ્રીઓના ભારે લાદેલુ તે કેવી રીતે તરી શકે? હલકટ, આહ! હલકટ જણાયુ તેનુ દુખ અરણ્યાની સિવાય બીજુ કોણ વધારે સારી પેઠે જાણે છે? અરણ્યાની હલકટ, નીચ હતી, બજૂ? તુ જાણે છે? દરેક સ્રીઓ એક બીજાને ધિક્કા-રતી હતી બજૂ, એ કનકના નાવમા જીવતી નરક હતી અને તેજ બધામા ખરાબ, સૌથી ખરાબ હતી રડી, રડી, એટલી રડી કે આખરે તેને કાઢી મુકી અને ચમૂ તેને લઈ ગયો અને ત્યાર પછી મને લાગે છે કે તે મરી ગઈ આવી હાલતે જતા તેને એટલુ તો લાગ્યુ કે તે મરી ગઇ હોવી જોઇએ અને ચમૂ તે મરી ગઇ ત્યારે ઉચકી ગયો તે ચમૂથી

કેટલી બધી બીતી હતી અતિરૂપ, અતિરૂપ, મને ચમૂથી બચાવ બબ્રૂ, ચમૂથી ચેતતો રહેજે સૌથી ખરાબમા ખરાબ અને સ્ત્રીઓથીયે ભૂંડો એ છે તેના ખડખડાટ હાસ્યથી તે ધડકી ઉઠતી સઘળી સ્ત્રીઓના હાસ્ય કરતા તે હજાર દરજ્જે ભૂડુ હતુ તેમના નાવમાથી તેને ધકકો મારી હડસેલી મૂકી અને ચમૂ તેને લઈ ગયો અને તેણે ચમૂને રણમા છોડી દેવા કાલાવાલા કર્યા, કરગરી, અરજી કરી કારણ તેના બાપ કે બબ્રૂને જોયા વગરજ મરણ શરણ થતે ઓ બબ્રૂ, તેઓ તેને અહિઆ લાવ્યા તે પહેલા તુ કેમ ન મરણ પામ્યો ? ચમૂ, ચમૂ, અતિરૂપે તને અરણ્યાનીને રણમાથી તેના શરીરને લઈ જતા ચુમવાને આપી હતી ?

એકાએક બબ્રૂ, પાદડાની માફક કપી રહ્યો તે બોલી ઉઠયો અરણ્યાની, અરણ્યાની ! એકાએક તે નીચે પડી અને તેના પગ ચુમવા લાગી તે કપ્યો, અને જાણે તરવાર તેના હૈયામા સોસરી ઉતરી ન ગઈ હોય તેમ ધ્રૂસકા ભરવા લાગ્યો કપાળ પર પરસેવાના બુદ્દબુદો આવ્યા તે વાકો વળ્યો અને જબરીથી તેને ઉચી કરી ધ્રૂજતે પણ ધીમે અવાજે તે બોલ્યો અરણ્યાની, તને ભાન નથી ચાલ હવે, હુ તને ઘેર લઈ જાઉ.

તે ચીસ પાડી બોલી ના, ના, મારા પિતાનુ ભૂત મને હાકી કાઢવા ત્યાંજ ઉભુ છે જ્યા ઘોર અધારૂ હોય ત્યા ચાલ અને તેનો હાથ પકડી જોરથી ખેચવા લાગી અને ગણગણી બબ્રૂ, મારે એક ચીજ સારૂ તને પૂછવાનુ છે

અંધારામા મને તારી છરીથી હણી નાખશે ? નહિતર મારે જોરજુલમથી દેહ છોડવો પડશે

બબ્રૂ ભયભીત બની બોલી ઉઠયો અરણ્યાની, શુ તુ ગાડી થઈ ગઈ છે ? શુ ! હુ તને, તને, મારા આત્માને મારી નાખુ, હણી નાખુ ?

૫

શાંત બની ક્ષણવાર તે તેને જોઇ રહી તેની આંખોમા વિષાદ અને નિરાશામિશ્રિત પરિતાપ ચોખ્ખો જણાતો હતો તે ત્યાથી ખસી દૂર ગઇ અને ખિન્ન બની પોતાનેજ કહેતી હોય તેમ બબડી આ પણ મારો શત્રુ કોઇ મને મારી પણ નાખતુ નથી આ કાયા રૂપી કેદખાનામા પૂરી રાખી છટકવા પણ નથી દેતા મોત માગે છે ત્યારે જીવાડી રહ્યા છે કરગરી છતા ચમૂએ પણ ન મારી નાખી કેવળ હસી ઉઠયો છતાએ તે તો કયારની મરી ગઇ હતી, હણાઈ ગઈ હતી, અને ફેંકી દેવાઇ હતી, ખાલી શબ હતુ

વિચારમા પડી ગઇ હોય તેમ એક પળ ઉભી પછી તરતજ પાછી ફરી અને જ્યોત્સ્નામા ક્ષીણ થઇ રહેલા વદને ને ચિંતા, દુખ અને ઉદ્વેગભર્યા નયને બબ્રૂ તરફ જોઈ રહી અચાનક તેમાં હાસ્ય ધિક્કાર અને ગાડપણ ભરાયા હોય તેમ તે બદલાઈ ગયા જાણે કાનમા કઇ કહેવુ હોય

તેમ તે તેની નજદીક આવી અને મો પર એક તમાચો ખેચી ખડખડાટ હસી પડી તિરસ્કારભર્યા સ્વરે તે બોલી તુ મને નહિ મારી નાખે? અરે બબ્રૂ, તુ હજી પણ ન સમજ્યો? ઘણા ઘણા વખત અગાઉ જગલમા વાર્તાઓ કહી રહી હતી તે અરણ્યાની યાદ આવે છે? તે તો કયારની મરી ગઇ દૂરદૂર રણમા પેલાઓ તેનુ હૃદય લઇ ગયા અને તેને ચીર્યુ ટુકડાટુકડા કરી તેની કયાને શરમ અને દુ ખના વસ્રોથી ઢાકી જગત્મા એકલી અટુલી રખડવા ફેકી દીધી અને તે આ રહી, તેને હણવાની તુ ના કહે છે લાબા વખત પહેલા, અરણ્યાની રહેતી હતી તેજ જગલમા પરિતાપ સહતી, પળેપળે પૂર્વસ્મૃતિના ભયને સહન કરતી અને નિરાશામા પરિમેણુલા સુખના સ્મરણોથી ઉપહાસિત થતી તેની આ કગાળ કાયાને હજુએ જીવતી રહેવા દેવા તુ ઇચ્છે છે? આ ઝાડોમા ભમતા વાદરાઓની માફક તેમને ફળ જડયુ, કરડયુ અને જમીન પર અપમાનિત થવા, રગદોળાતુ રહેવા દેવા અને બળાત્કાર ખમવા છોડી ચાલતી પકડી એના મૃત દેહને જોઇજોઇ તુ શુ એમ ધારે છે કે તને સુખ મળશે? ગરીબડા બબ્રૂ, તેને તુ નહિ હણે? જંગલમા તારી પાસે રહેવાથી તે કોનો વિચાર કરશે તે તુ જાણે છે? શુ તુ એમ ધારે છે કે તારો? અફસોસ, ગરીબડા, કદરૂપા બબ્રૂ, એને તો તેનાજ વિચાર આવશે અને જેટલી વખત તે તને જોશે તેટલી વાર તેની આખેઆખ અને શરીરેશરીર તારી સાથે સરખાવશે તેના અધરો અતિરૂપના અધરોનો વિચાર કર્યા વિના તારા અધરોને અડકશે નહિ તેણે જે તિર-

સ્કાર્યું તે તુ ચહાશે અને ફળ ફેંકતા પહેલા વાદરાઓએ જે જગ્યાએ કરડયુ હતુ તેજ જગ્યાએ તુ કરડશે એનો સ્વાદ એટલો બધો કટુ લાગશે કે એકજ દિવસમા તારો પ્રેમ ધિક્કારના રૂપમા ફેરવાઇ જશે તને જોતાજ તેને કટાળો છૂટશે અને જેટલી વાર તારી તરફ જોશે, તેટલી વાર એની આખો તને કહેશે કે એની સરખામણીમા તુ કેવો બેડોળ અને ઉપહાસ પાત્ર છે કેવળ ઉપહાસ ખાતર તારી તરફ ફેંકેલા જીવનના અવશેષને તેઓ લઇ નહિ જાય તને તિરસ્કારે છે એવા સાથે પણ તુ રહેશે? પાસેથી જતા કાગડાથી ચુથાયલી અને તરફડી રહેલી ગરોળીની જેમ, કે બેદરકાર શિકારીથી ઘવાયલી, જગલમાજ પડી રહેલી, મોત મેળવવા પણ અસમર્થ, તપી રહેલા દિવસો અને અસહ્ય અધારી રાતોમા ક્ષણે ક્ષણે જીવન ક્ષીણ કરતી અને બાજુપર બેઠેલા ગીધડાઓથી નજર કરી રહાયલી મૃગલીની જેમ, તે અડધી જીવતી અડધી મરેલી છે અને શુ તુ ગીધડો થશે? શુ તુ સિહનુ ખાતા વધેલુ ખાનાર કેવળ શિયાળીઓજ થશે? શુ એના હૃદયમા બીજો દટાયલો છે, એ જાણ્યા છતાયે તુ એની પાસે રહેશે? કુતરાની માફક મુડદુ ખાઇને શુ તુ જીવશે? અરે બબૂ, હજુ તુ ન સમજ્યો? બીજાની ખાતર તને છોડી તે ભાગી ગઇ? તેને તે નહિ ભૂલે અને તેના મૃત શરીરમાએ વિષધરની માફક તે જીવે છે મારી નજરોનજર તે તને હસશે અને તિસ્કારશે અરે, અરે તારા મો પર થુકવા તેના બાપ જેવો આબેહુબ બીજો નાનો અતિરૂપ આવશે ત્યા સુધી સમજણ પડવાની રાહ જોતો તુ ઉભો રહેશે?

૬

બજૂ આ સાભળી રહ્યા અને એકાએક અરણ્યાનીના પોતાનાજ શબ્દોથી સ્મરણ પટ તરી આવવાની રાહ જોતા તેના આત્મામા સૂઇ રહ્યા નહોય તેમ ચમૂએ જતાજતા ઉચ્ચારેલા શબ્દો તેની સમ્મુખ આવી ખડા થયા તત્ક્ષણ અરણ્યાની પ્રત્યેના અનન્ય પ્રેમથી ઉદ્દભૂત પડદો અત્યાર સુધી જે સત્યને ઢાકી રહ્યો હતો તે તેની આખ આગળથી ખસી ગયો આરીસામા જુએ તેની માફક પોતાને ચમૂ તેનો સ્વામી અને અરણ્યાની પોતે, એ સઘળાના તિરસ્કાર અને ઉપહાસનુ મધ્ય બિદુ હોય તેમ મજાક અને ફિટકાર કરાતો જેયો તરતજ તેનુ હૈયુ, શરમ, ક્રોધ અને પોતાની ગૌણુતાથી એટલુ બધુ ક્ષુભિત થઇ ગયુ, કે તે લગભગ બેભાન બની ગયો તેનુ મ્હો ઉતરી ગયુ અને તેના આગમનથી આશાની ઉષા પ્રકટેલી, તેને રાત્રિએ એકજ ઝપાટે હોલવી નાખી હોય તેમ અરણ્યાનીને ધારી ધારી જોઇ રહેલી તેની આખોમા અધારા આવ્યા

આમ ને આમ તે લાબો વખત સુધી ઉભો રહ્યો હોલવાવાજ હજુએ લગભગ થઈ રહેલા પ્રકાશની અધારામા રાહ જોતો ઉભો હોય તેમ જણાતો હતો તેને નિહાળતા તે નિરાશાના કુપમા ઉડાને ઉડા ઉતરતો જતો હતો એકાએક સ્વગત તે બોલ્યો તેની વાત ખરી છે અતિરૂપના વેશે વિધાતાએ તેનો, તેના સુખનો અને મારો નાશ કર્યો છે તેના નિર્ણયની રાહ જોતી ઉભી હોય તેમ તેને નિહાળી



અચાનક તેણે છુરી ઉગામી

પૃષ ૯૧

Lakshmi Art, Bombay, 8

રહેલી અરણ્યાની તરફ સ્થિર દૃષ્ટિએ જોયુ અને બોલ્યો. અરણ્યાની, તારી વાત ખરી છે, હુ ભુલ્યુ છુ અને હવે મરી જવા સિવાય બીજો કોઈ વધારે સારો ઉપાય નથી બોલતા બોલતા તેણે છરી કાઢી અને હાથમા પકડીને રાહ જોતો ઉભો

તત્ક્ષણ અરણ્યાનીએ હર્ષની ચીસ પાડી દોડતી તેની પાસે આવી અને ઉભી રહી બે હાથે જોર કરી ચોળી ફાડી નાખી અને છાતી ખુલ્લી કરી બોલી જો ! હુ તૈયાર છુ આવનાર ધાની ઉત્સુકતાથી રાહ જોતી નહોય શુ, તેમ ચાંદ-નીમા તેના તરફ છાતી ખુલ્લી રાખી તે એમ ને એમ ઉભી રહી

વિષણ્ણ નયને તેની તરફ જોતો એકજ પળ તે શાંત ઉભો રહ્યો પણ આશ્ચર્ય તો એ હતુ કે તેના વદન પર ગુસ્સાની એક રેખા પણ નહોતી સ્વગત તે બોલ્યો. ત્યાજ, બરોબર પેલા બે આરસપહાણ જેવા સ્તનોની વચ્ચો વચ્ચ છૂરી પડવી જોઈએ તે ખચકાયો પોતાના સુખની આશાનુ છેલ્લુ કિરણ બુઝાઈ જતુ હોય તેમ તેની આખમા ઝળઝળી-યા ભરાઇ આવ્યા સ્વગત તે બબડયો તે તો તેને સારૂ હતા, તારે સારૂ નહિ દૃષ્ટિપથ ચોખ્ખો કરવા ડાબો હાથ આખ પર ફેરવ્યો અને પાણી લુછી નાખ્યા. અચાનક તેણે છૂરી ઉગામી અને સોંસરી અરણ્યાનીના હૃદયમા ઉતારી દીધી.

૭

અડધી ચીસ જેવો એક નિસાસો મુકી તે ઝોક ખાઇ પડી તેણે પકડવાનો બીલકુલ પ્રયત્ન કર્યો નહિ, પરતુ શાત પડેલી તેને જોતો જ્યા ઉભો હતો ત્યાજ લાબો વખત સુધી સ્થિર થઈ ગયો ત્યાર પછી તે તેની પાસે બેઠો અને ધીમેથી તેને ઉચકી પોતાના ખોળામા લઇ તેનુ માથુ પોતાના ખભા સાથે ટેકવ્યુ બાળકને ઠડુ પાડવા હીચકાવતો હોય તેમ આમથી તેમ તે તેને ઝુલવવા લાગ્યો ધીમે ધીમે થાબડતા થાબડતા તે તેના કાનમા ગણુગણુવા લાગ્યો ચાલ, ત્યારે હવે તારા દુ ખનો અત આવી ગયો મે તને તારે જોઇતો આરામ આપ્યો છે તને ઘા કરતા મને શુ શુ થયુ તે તુ નહિ જાણે પણ હવે તુ થાકી ગઇ છે માટે નિરાતે આરામ કર સવારમા પૂર્વસ્મરણનો ભય અને બધુ ભૂલી જશે કારણ કે તારી નિદ્રા અખડ અને અનત બની છે તેમાથી તુ કદી જાગશેજ નહિ, અને સઘળા ખરાબ સ્વપ્નો સદાને માટે તેના કર્તાની સાથે નાશ પામ્યા છે અને ફરી એક વખત અરણ્યાની પૂર્વના જેવી થઇ છે કેવળ ફેર એટલોજ કે તે હમણા મરેલી છે અરે ! મરવુ એ બહેતર હતુ અને મારા ઘાએ સઘળો ખેદ અને શરમ એકજ સપાટે ઉરાડી મુકયા છે અને કેવી બહાદુરીથી તે તે ઝીલ્યો અને છતા તે જાણ્યુ હોત કે જે ઘા સારૂ તુ આનદિત બની રહી હતી તે તારૂજ નહિ પણ મારૂ એ મૃત્યુ લાવનાર હતો તો કદાચ તુ તેથી ઘા ઝીલવામા આચકો

ખાતે અને બીજા સહેલા ઘાએ હુ તરતજ તને અનુસરીશ તને જે ઘા માર્યો તે એટલો બધો મુશ્કેલ હતો કે તને વાગ્યો તેનાથી સેકડો ગણો તે મને વાગ્યો પણ હમણા તો આપણે આ ચદ્રિકામા થોડી વાર બેસી પહેલાની માફક વાતો કરીએ કેવળ તુ મને વાર્તા નહિ કહી શકે કે રીછ નહિ કહી શકે જીવતાજીવત તો તારી કાયા તે બીજાઓને સોપી, પણ મર્યા પછી તુ હવે મારી છે અને તે મને પૂરતુ છે જાણે આજેજ મારી લગ્નની રાત્રિ એમ ન ધારતી કે તે તમાચો માર્યો કે ઘેલાપણામા જેમ આવ્યુ તેમ બોલી ગઈ તેનો હુ ખાર રાખુ છુ અને તારા જેવીના કોમળ હાથનો તમાચો ! હા ! હા ! ઉલટુ મને જોવા દે, કે મને ઈજા કરવાને બદલે તને તો નથી વાગ્યુ હા ! પેલા ઋષિની વાત કહી હતી તે તને યાદ આવે છે ? અને મારા કરતા હવે વધુ સારી રીતે કોણ જાણે છે કે ઘા ઝીલનાર કરતા મારનારને વધારે વાગે છે ? કારણ કે જ્યારે મે તને ઘા કર્યો ત્યારે મને ઈજા થઈ તેવી કો-ઇને થઈ નહિ હોય જો કે ઘાના બદલામા આપવાનો એ ઘા નહોતો આહ ! તારા કટાક્ષો કે ગુસ્સાભર્યા તમાચાનુ વેર મને તારા પ્રત્યે નથી, પરતુ તારૂ સત્યાનાશ વાળનાર પેલા તારા પાપી અને કુટિલ પ્રેમી અને તેના સાથી પ્રત્યે છે

અને એકાએક તે બરાડી ઉઠયો વળી અચાનક થભ્યો તેને જમીન પર મુકી ઉભો થયો કારણ કે જાણે પહેલીજ-વાર અતિરૂપ અને તેના સાથીએ કરેલી ઈજાની યાદ તરવરી આવીને ગળુ રૂધી રહી હોય તેમ તેને લાગવા માડયુ

વિચાર કરતો ઉભો હતો એટલામા અણધાર્યો તે ગુસ્સામા ધ્રૂજવા લાગ્યો તે બરાડી ઉઠયો આહ ! અતિરૂપ, યાદ આવ્યો, કટોકટીના વખને યાદ આવ્યો હજુ હુ મરી નથી ગયો તે બોલ્યો અરણ્યાની, મને માફ કરજે ! ભલે મને મૂર્ખો કહેતી તારી વાત ખોટી નહોતી તારૂ વેર લીધા વિનાજ હુ તને અનુસરવાની અણી પર હતો પણ હવે સમજાયુ હુ જાઉ તે પહેલા તારૂ કામ મારે કરવાનુ છે અને હવે ત્યારે હુ તને ખાતરી આપુ છુ કે તે સફળ અને સારી રીતે ઝડપથી પાર પડી જશે અરણ્યાનીના ખુનીઓને બતલાવુ કે તેની પાછળ વધારે લાબા અને કઠણ હાથ મુકી ગઇ છે ત્યાર પછીજ હુ મરીશ, તે પહેલા નહિ આહા ! અતિરૂપ જરાક સબુર કર ! અને ત્યાર પછી તને જણાશે કે અરણ્યાની તને છેલ્લી વખત ચુમવા પોતાનો દેહ છોડી મારામા પેઠી છે

તે વાકો વળ્યો અને પોતાનો હાથ અને તેનો સરખાવતો હોય તેમ તેના હાથની પાસે મુકયો અને ખડખડાટ હસી પડયો તે પછી ધીમેથી તેને ઉચકી લીધી અને નવવધુને જાણે હાથ પકડી લઇ જતો હોય તેમ આનદિત બની તેને ઉચકી ફરવા લાગ્યો ચદ્રિકાથી પ્રકાશિત થઇ રહેલા જગલમા તે ફરતો ફરતો આખરે તેના ઘર આગળ આવી પહોચ્યો તેને અદર લઇ જઇ પાદડાઓના બિછાના પર ધીમેથી સુવાડી અને ખચકાઇ તેના કપાળ પર એક ચુબન કર્યું કરતા કરતા તે ગણગણ્યો તારા ગાડપણમા તુ મને ચુમવા

કહેતી હતી અને હવે તેથી કઇ વાધો નહિ આવે પહેલા આજ ચુબન સારૂ, પહેલીવાર અને છેલ્લીવાર ચુમવા, મારી અનેક જીદગીઓ તારે ચરણે રાજીખુશીથી ધરી દીધી હોત પરતુ તારા ચુબનો બીજાને સારૂ હતા

અત્યાર સુધી આત્માને શાત પાડનાર એકાએક ખસી ગયુ હોય તેમ તે ડુસ્કે ડુસ્કે રડવા લાગ્યો વાળ વિખેરતો અને છાતી માથુ કુટતો રડવા લાગ્યો અરણ્યાની, ઓ અરણ્યાની તેનુ હૈયું પોતાની એકાકિતાથી ભયગ્રસ્ત બની ધડકી ઉઠયુ હોય તેમ તેમાથી છટકવા આમથી તેમ અસ્થિર રીતે ફરવા લાગ્યો થોડોક વખત પછી જાણે થાકી ગયો કે રડવુ કકળવુ વ્યર્થ છે એમ લાગ્યુ હોય તેમ તે એકાએક અટક્યો અને ઝુપડીમા પ્રસરી રહેલી મૃત શાતતાને અનુરૂપ શાત જગલમા ખુલ્લા દ્વારમાથી જોતો લાબા વખત સુધી તે સ્થિર ઉભો રહ્યો

અતે તે ફર્યો એક ક્ષણુ અરણ્યાની તરફ જોયું તે થભ્યો અને આટલા વખત સુધી હૈયામાજ દટાઇ રહેલી છૂરી એકાએક તેણે ખેચી કાઢી તે પાછો ફરી બહાર નીકળ્યો અને સભાળપૂર્વક બારણુ બધ કર્યુ

એક પળ સુધી જ્યોત્સ્નામા તે છૂરી તરફ જોતો ઉભો પહેલા જેમ હતી તેવી રીતે તેને પાછી મુકતા તે બબડયો તેના પોતાના રક્તથી મિશ્ર નહિ કરૂ ત્યા સુધી તેના હૃદયનુ રક્ત ભલે પાના પર સુકાય

—ભૂલશુદ્ધિ—

૯૬ મા પાનાની છેલ્લી લીટી.-

બોલ્યો: મહારાજ, સંન્યાસી તો એમ કહે છે કે જા, અને





થોડા વખત પછી શાલ વૃક્ષ જેવો ઉંચો દેખાતો સન્યાસી દાખલ થયો

પૃષ્ઠ ૯૭

Lakshmi Art Bombay, 8

મહારાજને કહે કે હુ મમ છુ, બીજાને માટે નહિ પણ કેવળ તેના પોતાનાજ સારૂ કારણ કે ઘણા વખત પહેલા મારી ચક્ષુના તેજે મે તેનુ શરીર બાળીને ભસ્મ કર્યું અને હવે હુ જોવાને ઉત્સુક થઈ રહ્યો છુ કે મે સાભળ્યુ છે તે પ્રમાણે નવુ શરીર જુના કરતા વળી ઓર વધારે સારૂ છે કે નહિ આ સાભળી અતિરૂપ આનદિત બની બોલી ઉઠયો ખાતરી બરાબર છે અને આ સભ્ય વૈરાગીનુ દેવત્વ હુ સ્વીકારૂ છુ કોઇ ખરો રસજ્ઞ દેખાય છે જા, તેને મારી પાસે લઈ આવ તે સ્વગત બબડયો પડોશના રાજાનો કોઈ એલચી પણ હોય, પણ તેની નીતિ મૂર્ખાઇભરી છે અથવા તો કોઇ સાકેતિક પણ હોય, અથવા તેમાનો કોઇ નહોય તોંયે શો વાધો ?

થોડાક વખત પછી શાલ વૃક્ષ જેવો ઉચો સન્યાસી દાખલ થયો માથાથી પગ સુધી ભસ્મથી લેપિત અને કેવળ ભગવી લગોટી અને ગળામા પ્રચડ રૂદ્રાક્ષની માળા સિવાય તેના અગ પર કશુ નહોતુ ગદી અને ભૂખરી પ્રચડ જટાજુથમા અને ઉપર નીચેથી ગુંથી લીધેલી દાઢીમા તેનો ચહેરો છુપાયલો હતો આવતાની સાથમા તેની તેજોમય ચક્ષુઓ જગલી પશુની માફક અર્ધ ભયભરી અને અર્ધ વિકાળ રીતે અતિરૂપને બારીકાઇથી નિહાળતી તેના પર ઠરી ભયભિત બન્યો હોય તેમ તે જરા ધ્રૂજ્યો અતિરૂપ તેને આશ્ચર્યથી દિડમૂઢ બની જોઇ રહ્યો અને મશ્કરી કરતો હોય તેમ બોલી ઉઠયો ઓ મહેશ્વર, તારા દેવત્વની શકા હોઇ શકેજ નહિ કારણ કે ખરેખર—જો તુ પોતેજ મહેશ્વર ન હોય તો તે કદાચ તારી

ભાઇ, તારી ભસ્મ, તારા વાળ અને ઉઘડુ ઉઘડુ થઇ મને ફરી બાળવા ઉત્સુક થઇ રહેલી પેલી તારા કપાલ વચ્ચે ગિ રેલી ત્રીજી આખ જોઇ તારી અદેખાઇ કર્યા વગર નહિ રહે

તેવો અદ્દભુત વૃદ્ધ સન્યાસી દીપડાની માફક ખડખડાટ હસી પડી બોલ્યો મહારાજ, મારી આખથી જરાએ ગભરાતા ના કારણ કે આ વખતે હુ તમને મૃગ જેવા નયનવાળી અને તેના પોતાના હૃદયના રકત કરતાએ વધુ લાલ અધરો વાળી, તમારા જેટલીજ લાવણ્યવતી સુદરીની ચુબનજ્વાલામા બાળીશ, અને તમારે સારૂ હુ તે લાવ્યો છુ

અતિરૂપ બોલ્યો સન્યાસી, હુ સમજુ છુ કે તુ જે સદેશો લાવ્યો હશે તે તારે લાયકનોજ હશે અને તે શુ છે તે મને કહે હુ જાણવાને તલપાપડ થઇ રહ્યો છુ

સન્યાસી અર્થસૂચક રીતે બોલ્યો ઓ કામદેવ, તમારા કરતા વધારે સારૂ કોણ જાણે છે કે કુલીન સ્રી જ્યારે સકેત સ્થળે જવા નીકળે છે ત્યારે આખુ શરીર ઢાકી, બગડીઓ અને નપુર ચાલતા ચાલતા ખખડે નહિ તેવી રીતે તેને બાધી લે છે ? તમારા સિવાય બીજા આગળ તેના કહેલા શબ્દો, સબોધનો અને નામો સભળાવા યોગ્ય નથી આ બધા સાભળતા કદાચ હુ બોલુ તો મારી મૂર્ખાઇ સારૂ પહેલી શિક્ષા તમે મનેજ કરો

અતિરૂપ અજાયબીમા ગરકાવ થતો સ્વગત બબડયો મે ધાર્યુ તેમ આ કોઇ સાકેતિક છે અને વળી તે સ્થાનને લાય-

ફનો છે તે ફર્યો અને બોલ્યો ચમૂ, બધાને બહાર કાઢ સન્યાસી ચમૂ તરફ એકાગ્ર દૃષ્ટિએ જોઇ રહ્યો ધીમે સ્વરે તો [illegible] અતિરૂપને કહ્યુ મહારાજ, મે સાંભળ્યુ છે કે ચમૂ આપનો વિદુષક છે તેને પાસેજ રહેવા દો કારણ કે તમારી આજ્ઞાથી તમારી સમતિ મળતાજ બધી શરતો નક્કી કરી દઇશુ

અતિરૂપ બોલ્યો ચમૂ હુ બોલાવુ ત્યારે તૈયાર રહેજે બધા બહાર ચાલ્યા ગયા બાદ તે અધીરો બની બોલી ઉઠ્યો એ સન્યાસી, હવે વિલબ વગર કામે લાગ તને [illegible] કોણ છે? સન્યાસી બોલ્યો અરણ્યાની, અને કદાચ તુ તેને ભુલી ગયો હશે પણ તે તને નથી ભુલી, પરન્તુ પોતાનો દેહ છોડી મે કહ્યુ તેમ તને મોતનુ ચુબન આપવા તેણે મારામા પ્રવેશ કર્યો છે

અતિરૂપ દિઙમૂઢ બની ફાટે ડોળે તેને જોઇ રહ્યા હતા એટલામા પેલો સન્યાસી ચીસ પાડી તેના પર કુદ્યો અને તેને પકડી જમીન પર પટક્યો પહાડજ પડ્યો હોય તેમ તેની છાતી પર ચઢી બેસી લગોટને છેડેથી છૂરી કાઢી ખીલા પર જેમ સુથાર હથોડા મારે તેમ તેની છાતીમા તેણે એક પછી એક ઘા કરવા માડ્યા.

ચીસ પાડી જાણી જોઇને બોલાવ્યા હોય એમ બહાર ઉભા રહેલા અનુચરો અદર દોડી આવ્યા સૌથી આગળ તેનો નાયક ચમૂ આવ્યો તેને જોઇ તે સન્યાસી એકદમ ઉભો થઇ ગયો તેઓ તેની તરફ જોઇ રહ્યા તો અરે! સન્યાસી

ખડખડ હસતો હતો એકાએક તેણે બન્ને હાથ ઉચકયા અને એક હાથે જટા તથા બીજે હાથે દાઢી પકડી ખેચી કાઢ્યા

ચમૂ તેને ઓળખતાજ સ્તબ્ધ બની જ્યા હતો ત્યાજ તેને જોતો ક્ષણ ભર સ્થિર થઇ ગયો એકાએક તે તેના તરફ વળ્યો અને આગળી ઉચી કરી ધીમે સ્વરે ગણગણ્યો સાભળ! બીજી દુનીયામાથી અરણ્યાની બોલાવે છે તે તને સભળાય છે? તેને શોધવાને ચાલ આપણે સાથેજ મહાપન્થે પડીશુ આટલુ બોલતાજ તે ચમૂ તરફ કુદ્યો અને વટવૃક્ષના મૂળ જેવી આગળીઓવાળા પ્રચડ હાથે તેનુ ગળુ પકડયુ

તે પાપીનુ ગળુ પોતાના હાથમા છે એમ લાગતાજ ઝનુનનુ પુર ઉછળ્યુ અરણ્યાની પ્રત્યેનો આખા જીવનભરનો અનન્ય પ્રેમ જાણે નિરાશા ઉગ્રતા અને ક્રૂર આહ્લાદના ઉન્માદકારી મિશ્રણના પૂરમા પરિણમ્યો હોય અને અત્યાર સુધી તેના અને પોતાના નાગનુ વેર લેવાનુ ઝનુન થોભી રહ્યુ હોય તે પ્રમાણે તેના આત્માના રાક્ષસી બળનો જુસ્સો ઉભરાઈ સઘળો તેના હાથમાજ જમા થયો તેનુ ગળુ દબાવતા દબાવતા તે બબડતો ગયો! હમ, નોળીયા, હવે અરણ્યાની તરફ હસ એટલીવારમા આજુબાજુ ઉભેલા એક જથે માખીના ટોળાની માફક જેમ કાવે તેમ મરણતોલ ડખ દેવા તેના પર તુટી પડયા અને તેના ટુકડેટુકડા કરી નાખ્યા તેને તો ચમૂની માથામાથી નીકળી પડતી આખ સિવાય આજુબાજુ કશુ જ જણાતુ નહોતુ રાજાના અનુચરોએ ગમે એટલુ કર્યું, છતા ચમૂના ગળાની આજુબાજુ લોખડની જાળી માફક દબાયેલો હાથ તેઓ છૂટો ન કરી

શક્યા જાણે મૃત્યુ પછી પણ તેની ઇચ્છાશક્તિ કામ ન કરી રહી હોય

આવી રીતે જેવુ ભવિષ્ય એણે ભાખ્યુ હતુ તેવુ બન્યુ અને પેલા બન્ને હડહડતા શત્રુઓ હાથથા હાથ મેળવી સાથે-જ બીજી દુનીયા તરફ સીધાવ્યા ચમૂ અને અતિરૂપે બીજા દેહ ધારણ કર્યા પણ બજ્રૂના આત્માએ તેના પાપના ફળ રૂપે પેલા પડેલા ઉટનુ શરીર ધારણ કર્યુ મે શરૂઆત કરતા કહ્યુ હતુ તેમ તે ઉટ લાબા વખત પહેલા આ રણમા મરણ પામ્યુ



## ઉપસંહાર.

ચન્દ્રશેખર અટકયા ક્ષણવાર પછી હિમસુતા ધીમેથી બોલ્યા અફસોસ ! આવી દુ ખી મર્ત્ય સ્ત્રીઓ પાપી પ્રણયિઓને હાથે અસહ્ય સ કટો અને જુલમ સહે છે તેમને સારૂ ખરેખર દયા ઉપજે છે અને તે છતાએ હુ તો એમ ધારૂ છુ કે પેલા બન્ને પાપીઓને તેમના કુકૃત્યો માટે થવી જોઇએ તેનાથી વધારે મારી શિક્ષા કરવા બદલ બબ્રુને ઉટના શરીરમા દાખલ થવાની શિક્ષા કરવા કરતા ઉલટી માફી બક્ષવી જોઇએ કે ઇનામ આપવુ જોઇએ

વહાલભરી દૃષ્ટિએ તેના તરફ જોતા મહેશ્વર બોલ્યા ઓ હિમસુતા, બીજી સ્ત્રીઓની માફક તારી દયા અને કરૂણાથીજ એનો તુ વિચાર કરે છે દુનીયાની વ્યવસ્થાનો વિચાર ન કરતા એકાદ રડીખડી બાબતમા બનેલા કમનસીબ બનાવે ઉદ્ભવેલી લાગણીથીજ તેને તુ જુએ છે કારણ કે બબ્રુને જે દુ ખ ખમવુ પડયુ તે પૂર્વ કર્મોનો પ્રતાપ હતો અને તેના સજોગો તુ જાણુતી નથી અને વળી અરણ્યાનીએ પોતે પણ નહિ સૂચવેલા માર્ગને પોતે લેવાથી તે ગુન્હેગાર જરૂર બન્યો હતો તેને ખબર ન હોતી કે તેના વચ્ચે પડયા વગરજ તે પાપીઓ સારૂ વધારે ભયકર અને ક્રૂર શિક્ષા કુદરતે નિર્માણ કરી

છે અને અરણ્યાનીનો બદલો લેવાનુ કામ તેણે દૈવના હાથમા છોડવુ જોઈતુ હતુ તે પોતાનુ કામ બહુ સારી રીતે સમજે છે અને બધા પર તેની નજર છે કારણ કે પાપીઓ પોતાનાજ કુકૃત્યોથી જે શિક્ષા સર્જે છે તેના જેવી બીજી કોઇ ન્યાયી, સચોટ, યોગ્ય અને ભયકર નથી તેમના કુકૃત્યોજ તેમને એક જન્મથી બીજે જન્મ, એક દેહથી બીજે દેહ પડછાયાની માફક તેના કુતરા જેવા હાલ કરે છે પશ્ચાતાપની પ્રચડ ભઠ્ઠીમા તેમના પાપનો છેલ્લો અણુ બળીને ભસ્મ ન થાય અને યમના દેવાની છેલ્લી રકમનો હિસાબ ચુકતે થઇ જાય નહિ ત્યા સુધી તેમનો ઉદ્ધાર થતો નથી

---

ત્યાર પછી ચદ્રશેખરે પોતાની પ્રિયતમાને બાથમા લઇ ખોળામા બેસાડી અને મેઘની જેમ ઉચે ચડી હિમાચ્છાદિત શિખર પર આવેલા પોતાના ઘર તરફ ઉડયા પરતુ પેલા ઉટના હાડકા તો રેતીમા જેમના તેમ પડયાજ રહ્યા ચદ્ર ઉગ્યો અને પૃથ્વીની શ્યામતામાથી શાત અને ફીકા હાસ્ય યુક્ત તેમને પોતાના તરફ પુન પુન દૃષ્ટિ ફેકતા જોઈ તે પોતાનુજ પ્રતિબિબ છે એમ ભૂલાવામા પડયો હોય અને કહેતા હોય કે ‘તારા કિરણોની સહાયથી અમે તારાથી વધારે સફેદ છીએ,’ તેમ આકાશમાથી આશ્ચર્ય મગ્ન બની તેમને તે જોઇ રહ્યા રાત્રિનો પવન સુસવાટા

મારતો તેમના પરથી પસાર થઈ રહ્યો પોતાના રમવાના રમકડા —રેતીના ઢગ—તેના પર પાથરી તેમને ઢાંકી દીધા તેની આજુબાજુ નૃત્ય કરી તીવ્ર આક્રદ કરતો, મૃગજળના ભોગ થઈ પડેલા સારૂ જગતના વિલાપ સમા સગીત સાથે તે દૂર દૂર અરણ્યમા નાઠો અખડ નિ શબ્દતામા તેનો રવ ચોપાસ પ્રસરી રહ્યો



